प्रबोधंचजगत्स्वामीनीयतामच्युतोलघु ॥
बोधश्चक्रियतामस्यहंतुमेतौमहासुरौ ॥६७॥

ટીકાઃ હે દેવી, જગત્સ્વામિ, અચ્યુત જે વિષ્ણુ તેમને તું જગાડ કે તેઓ જાગીને આ બે મોટા અસુરોને મારે. ૬૭

॥ ऋषिरुवाच ॥

एवंस्तुतातदादेवीतामसीतत्रवेधसा ॥
विष्णोःप्रबोधनार्थायनिहंतुंमधुकैटभौ ॥६८॥

ટીકાઃ-ઋષિ બોલ્યા કે; એ પ્રમાણે બ્રહ્મા એ વિષ્ણુની યોગ્ય નિદ્રારૂપી તામસી દેવીની સ્તુતિ કરી તે એટલા માટે કે તેણી મધુ કૈટભને હણવા માટે વિષ્ણુને જગાડે. ૬૮

नेत्रास्यनासिकाबाहुहृदयेभ्यस्तथोरसः ॥
निर्गम्यदर्शनेतस्थौब्रह्मणोव्यक्तजन्मनः ॥६९॥

ટીકાઃ-એ દેવીએ. વિષ્ણુનાં નેત્ર, નાસિકા, બાહુ, હૃદય, અને છાતીને વિષે પોતાનું સ્થાન કર્યું હતું. તે વિષ્ણુને જગાડવા માટે તૈયાર થઇ અને અવ્યક્ત જન્મવાળા (નાભિકમળમાંથી ઉત્પન્ન થએલા) બ્રહ્માને તેનાં દર્શન થયાં. ૬૯

उत्तस्थौचजगन्नाथस्तयामुक्तोजनार्दनः ॥
एकार्णवेहिशयनात्ततःसददृशेचतौ ॥७०॥

ટીકાઃ-તે તામસી દેવીએ જનાર્દન વિષ્ણુને પોતાની શક્તિથી મુક્ત કર્યા એટલે તેઓ પોતાની પ્રલયકાળના જળ ઉપરની શેષ સય્યા પરથી ઉઠીને ઉભા થયા અને પેલા બે અસુરોને જોયા. ૭૦

मधुकैटभौदुरात्मानावतिवीर्यपराक्रमौ ॥
क्रोधरक्तेक्षणावत्तुंब्रह्माणंजनितोद्यमौ ॥७१॥

टीकाः-दुरात्मा मधुकैटभ अति विर्यवान અને પરાક્રમી હતા. તેઓ-ની આંખો ક્રોધથી લાલ થઇ ગઇહતી. તેઓ બ્રહ્માને ખઈજવાનો ઉદયમ કરવા લાગ્યા. ७१

समुत्थायततस्ताभ्यांयुयुधेभगवान्हरिः ॥
पंचवर्षसहस्राणिबाहुप्रहरणोविभुः ॥७२॥

ટીકાઃ-વિષ્ણુ ઉઠીને તેઓની સાથે લડવા લાગ્યા તેનું અને અસુરોનું બાહુ યુદ્ધ પાંચ હજાર વર્ષ ચાલ્યું. ७२

तावप्यतिबलोन्मत्तौमहामायाविमोहितौ ॥
उक्तवंतौवरोस्मत्तोव्रियतामितिकेशवं ॥७३॥

ટીકાઃ-તે બન્ને અતિ બળવાન અસુરો મહા માયાથી મોહિત થયે-લા હતા તેમણે કેશવ વિષ્ણુને કહ્યું કે તુ શું પસંદ કરેછે ? ७३

॥ भगवानुवाच ॥

भवेतामद्यमेतुष्टौममवध्यावुभावपि ॥
किमन्येनवरेणात्रएतावद्धिवृतंमया ॥७४॥

ટિકાઃ ભગવાન બોલ્યા કે;—હું તમારો બન્નેનો વધ પસંદ કરૂછું. મારે બીજુ વરદાન જોઇતું નથી. ७४

॥ ऋषिरुवाच ॥

वंचिताभ्यामितितदासर्वमापोमयंजगत् ॥
विलोक्यताभ्यांगदितोभगवान्कमलेक्षणः ॥७५॥

ટીકાઃ-રૂષિ બોલ્યા કે; તે બન્નેએ પોતાને છેતરાયલા જોયાને જે-ની આંખો કમળના જેવી છે એવા વિષ્ણુની તરફ જોઇને બોલ્યા કે;-७५

आवांजहिनयत्रोर्वीसलिलेनपरिप्लुता ॥
ऋषिरु०तथेत्युक्त्वाभगवताशंखचक्रगदाभृता ॥७६॥

ટીકાઃ-તારૂ યુદ્ધ વખાણવા લાયક છે જ્યાં પાણી ન હોય એવી જગોએ અમને લેઇ જા. પછી, રૂષિ કહે છે કે,—શંખ, ચક્રને ગદાના ધરનાર વિષ્ણુએ 'ઠીકછે' એમ કહ્યું. ૭૬

कृत्वाचक्रेणवैछिन्नेजघनेशिरसीतयोः ॥
एवमेषासमुत्पन्नाब्रह्मणासंस्तुतास्वयं ॥७७॥

ટીકાઃ-પછી વિષ્ણુએ સુદર્શન ચક્ર વડે એ બે અસુરોનાં માથાં તથા જાંગો કાપી નાંખી તેથી બ્રહ્માએ તેની સ્તુતિ કરી. ૭૭

प्रभावमस्यादेव्यास्तुभूयःशृणुवदामिते ॥७८॥

ટીકાઃ-આ દેવીના બીજા મહોટા પ્રભાવો વિષે કહુ છું તે સાંભળ. ૭૮

इतिमार्कण्डेयपुराणेसावर्णिकेमन्वंतरेदेवीमाहात्म्येमधुकैटभवधोनामप्रथमोऽध्यायः ॥ १ ॥

ટીકા-એ રીતે માર્કંડેય પુરાણના સાવર્ણિ મન્વંતરમાં બનવાનો દેવીના મહાત્મ્ય વિષેનો મધુકૈટભના વધનો પહેલો અધ્યાય પૂરો થયો. ૧

---

॥ श्रीगणपतिर्जयति ॥

अथमध्यमचरित्रस्याविष्णुर्ऋषिः ॥ महालक्ष्मीर्देवता ॥ उष्णिक्छंदः ॥ शाकंभरीशक्तिः ॥ दुर्गाबीजं ॥ वायुस्तत्वं ॥ यजुर्वेदःस्वरूपं ॥ महालक्ष्मीप्रीत्यर्थंमध्यचरितजपेविनियोगः ॥ ॥ ॐअक्षस्रक्परशुंगदेषु

कुलिशंपद्मन्धनुः कुण्डिकांदण्डंशक्तिमसिंचचर्मज लजंघंटांसुराभाजनम् ॥ शूलंपाशसुदर्शनेचदधतीं हस्तैः प्रसन्नननांसेवेसैरिभमर्दिनीमिह महालक्ष्मींस रोजस्थितां ॥

॥ ऋषिरुवाच ॥

देवासुरमभूद्युद्धंपूर्णमब्दशतंपुरा ॥
महिषेसुराणामधिपेदेवानांचपुरंदरे ॥१॥

ટીકાઃ-રૂષિ બોલ્યા કે, અસુરોના રાજા મહિષાસુર તથા દેવતાઓના રાજા પુરંદર એટલે ઇંદ્રની વચ્ચે પહેલાં પુરે પુરાં સો વરસ સુધી લડાઈ ચાલતી હતી. ૧

तत्रासुरैर्महावीर्यैर्देवसैन्यंपराजितं ॥
जित्वाचसकलान्देवानिंद्रोभून्महिषासुरः ॥२॥

ટીકાઃ-ત્યાં મહા વિર્યવાન અસુરોએ દેવ સૈન્યનો પરાભવ કર્યો અને મહિષાસુર સઘળા દેવોને જીતીને તેઓનો ઇંદ્ર એટલે અધિપતિ થયો. ૨

ततःपराजितादेवाःपद्मयोनिंप्रजापतिं ॥
पुरस्कृत्यगतास्तत्रयत्रेशगरुडध्वजौ ॥३॥

ટીકાઃ તેનાથી હારેલા સઘળા દેવતાઓ પદ્મયોની એટલે વિષ્ણુના નાભીકમળમાંથી ઉત્પન્ન થયેલા પ્રજા પતિ (બ્રહ્મા) ના પાસે ગયા અને ત્યાંથી સઘળા મળીને જ્યાં શીવ અને ગરૂડધ્વજ વિષ્ણુ હતા ત્યાં ગયા. ૩

यथावृत्तंतयोस्तद्वन्महिषासुचेष्टितं ॥

त्रिदशाःकथयामासुर्देवाभिभवविस्तरं ॥४॥

टीकाः-महिषासुरे तेमनो पराभव कर्यो हतो अने तेमने जे जे दुःख दीधां हतां ते बधी हकीकत विस्तारथी देवोए विष्णु अने महादेवजी ने कही संभळावी. ४

सूर्येंद्राग्न्यनिलेंदूनांयमस्यवरुणस्यच ॥
अन्येषांचाधिकारान्सस्वयमेवाधितिष्ठति ॥५॥

टीका-तेओ बोल्या के-दुरात्मा महिषासुरे सूर्य, इंद्र, अग्नि, अनिल, चंद्रमा, यम, ने वरुणादि सघळा देवोना अधिकार लई लीधाछे. ५

स्वर्गान्निराकृताःसर्वेतेनदेवगणाभुवि ॥
विचरंतियथामर्त्यामहिषेणदुरात्मना ॥६॥

टीकाः-दुरात्मा महिषासुरे स्वर्गनी बहार काढी मुकेला देवताओ मर्त्य जीवोनी माफक पृथ्वीपर रखडया करे छे. ६

एतद्वःकथितंसर्वममरारिविचेष्टितं ॥
शरणंवःप्रपन्नाःस्मोवधस्तस्यविचिंत्यताम् ॥७॥

टीकाः-ए रीते देवताओना दुश्मन असुरोनां काम करी देवताओ विष्णु अने महादेवने शरणे पडया तथा तेनो (महिषासुरनो) वध करवा संबंधी चितन करवा तेमने कह्युं. ७

इत्थंनिशम्यदेवानांवचांसिमधुसूदनः ॥
चकारकोपंशंभुश्चभ्रुकुटीकुटिलाननौ ॥८॥

टीकाः-मधुसुदन विष्णुए देवताओना बोलवापर लक्ष दीधुं अने महादेवजीए कोप कर्यो तथा तेमनी भ्रकुटी वांकी थई अने मोंनो रंग पण बदलायो. ८

ततोतिकोपपूर्णस्यचक्रिणोवदनात्ततः ॥

निश्चक्रामममहत्तेजोब्रह्मणःशंकरस्यच ॥९॥

ટીકા-સુદર્શન ચક્ર ધારણ કરનાર વિષ્ણુનું મોઢું કોપ પુર્ણ થયું તેથી તેમના મોઢામાંથી અને શંકર તથા બ્રહ્માના મોઢામાંથી મહાતેજ નીકળ્યું.૯

अन्येषांचैवदेवानांशक्रादीनांशरीरतः ॥
निर्गतंसुमहत्तेजस्तच्चैक्यंसमगच्छत ॥१०॥

ટીકાઃ-ઇંદ્ર વગેરે બીજા દેવતાઓના શરીરમાંથી પણ મહાતેજ નીકળ્યું અને પહેલાં નીકળેલા મહાતેજની સાથે તે એકત્ર થઇ ગયું. ૧૦

अतीवतेजसःकूटंज्वलंतमिवपर्वतं ॥
ददृशुस्तेसुरास्तत्रज्वालाव्याप्तदिगंतरं ॥११॥

ટીકાઃ-તે અતિ મોટા મહા તેજનો મોટો જ્વાળામય પર્વત થયો અને તે પ્રકાસથી દશે દિશાઓ વ્યાપ્ત થઈ ગઈ એવું દેવતાઓએ જોયું.૧૧

अतुलंतत्रतत्तेजःसर्वदेवशरीरजं ॥
एकस्थंतदभून्नारीव्याप्तलोकत्रयंत्विषा ॥१२॥

ટીકાઃ-એ રીતે સઘળા દેવતાઓના શરીરમાંથી નિકળેલા એ મહાતેજની એક મોટી નારી ત્રણે લોક-સ્વર્ગ, મૃત્યુ, અને પાતાળમાં વ્યાપે એવી થઇ ગઇ. ૧૨

यदभूच्छांभवंतेजस्तेनाजायततन्मुखं ॥
याम्येनचाभवन्केशाबाहवोविष्णुतेजसा ॥१३॥

ટીકા-એ નારીનું મુખ મહાદેવજીમાંથી નીકળેલા તેજનુ થયું. યમના તેજથી તેનો ચોટલો થયો અને વિષ્ણુના તેજથી તેના બાહુ થયા. ૧૩

सौम्येनस्तनयोर्युग्मंमध्यंचैंद्रेणचाभवत् ॥
वारुणेनचजंघोरुनितंबस्तेजसाभुवः ॥१४॥

ટીકાઃ-સૌમ્ય એટલે ચંદ્રમાના તેજથી તેનાં બે સ્તન થયાં અને ઇંદ્રના તેજથી મધ્ય ભાગ થયો. વરૂણના તેજથી જાંગો થઇ અને પૃથ્વીના તેજથી નિતંબ (કુલ્લા) થયા. ૧૪

ब्रह्मणस्तेजसापादौतदंगुल्योर्कतेजसा ॥
वसूनांचकरांगुल्यःकौबेरेणचनासिका ॥१५॥

ટીકાઃ બ્રહ્માના તેજથી તેના પગ થયા ને તેના પગનાં આંગળાં અર્ક એટલે સૂર્યના તેજથી થયાં વસુના તેજથી તેના હાથનાં આંગળાં થયાં અને કુબેરના તેજથી તેની નાસિકા થઇ. ૧૫

तस्यास्तुदंताःसंभूताःप्राजापत्येनतेजसा ॥
नयनत्रितयंजज्ञेतथापावकतेजसा ॥१६॥

ટીકાઃ-દક્ષ પ્રજાપતિના તેજથી તેના દાંત થયા અને અગની દેવમાંથી નીકળેલા તેજની તેની ત્રણ આંખો થઇ ૧૬

भ्रुवौचसंध्ययोस्तेजःश्रवणावनिलस्यच ॥
अन्येषांचैवदेवानांसम्भवस्तेजसांशिवा ॥१७॥

ટીકાઃ-સવાર અને સાંજની સંધ્યાના તેજથી તેનાં ભવાં થયાં અને અનીલદેવતાના તેજથી તેના કાન થયા અને બીજા દેવોના શરીરમાંથી નીકળેલા તેજ વડે તેના શરીરનો બાકીનો ભાગ થયો. એ રીતે સમસ્ત દેવોના શરીરનો ઢગલો એવી નારી શિવા ઉત્પન્ન થઇ. ૧૭.

ततस्समस्तदेवानांतेजोराशिसमुद्भवाम् ॥
तांविलोक्यमुदंप्रापुरमरामहिषार्दिताः ॥१८॥

ટીકાઃ-એ સમસ્ત દેવોના તેજના ઢગલા રૂપી દેવીને જોઈ સઘળા અમરો (દેવતાઓ) ઘણો હરખ પામ્યા કારણ કે તેઓને મહિષાસુરે ઘણું દુઃખ દીધું હતું ને હવે તેમને આશા થઇ કે દેવી તે અસુરને મારશે. ૧૮

शूलंशूलाद्विनिष्कृष्यददौतस्यैपिनाकधृक् ॥
चक्रंचदत्तवान्कृष्णस्समुत्पाट्यस्वचक्रतः ॥१९॥

ટીકાઃ-પિનાકના ધરનાર મહાદેવજી એ પોતાના ત્રિશૂળમાંથી ખેંચીને બીજું ત્રિશૂળ કાઢયું અને તે દેવીને આપ્યું. શુદર્શન ચક્ર ધરનાર શ્રી કૃષ્ણ ભગવાને પોતાના એક ચક્રમાંથી બીજું ચક્ર કાઢી તે દેવીને આપ્યું. ૧૯

शंखंचवरूणःशक्तिंददौतस्यैहुताशनः ॥
मारूतोदत्तवांश्चापंबाणपुर्णेतथेषुधी ॥२०॥

ટીકાઃ-વરૂણે શંખ અને હુતાશન એટલે અગ્નિએ શક્તિ આપી અને મરૂત દેવતાએ ચાપ અને બાણના ભરેલાં બે ભાથાં આપ્યાં. ૨૦

वज्रमिन्द्रस्समुत्तात्पाट्यकुलिशादमराधिपः ॥
ददौतस्यैसहस्राक्षोघंटामैरावताद्गजात् ॥२१॥

ટીકાઃ-ઇંદ્રે પોતાનાં વજ્રમાંથી વજ્ર આપ્યું અને વળી એ હજાર આંખવાળાએ (કેમકે ઇંદ્રને હજાર આંખો છે) ઐરાવત હાથી પાસેથી ઘંટ લઇ દેવીને આપ્યો. ૨૧

कालदंडाद्यमोदंडंपाशंचांबुपतिर्ददौ ॥
प्रजापतिश्चाक्षमालांददौब्रह्माकमंडलुं ॥२२॥

ટીકાઃ અંબુપતિ (જળ દેવતા) એ પાસ આપ્યો અને કાળ દંડ યમે આપ્યો પ્રજાપતિ અક્ષમાળા અને બ્રહ્માએ કમંડળ આપ્યું. ૨૨

समस्तरोमकूपेषुनिजरश्मीन्दिवाकरः ॥
कालश्चदत्तवान्खड्गंतस्याश्चर्मचानिर्मलं ॥२३॥

ટીકાઃ-દિવાકર એટલે સૂર્ય દેવતાએ પોતાનાં કિરણો તેના રોમ કુપ (એટલે વાળ) માં નાંખ્યાં કાળ નામના દેવતાએ તેને નિર્મળ ચર્મવાળી ઢાલ તથા ખડ્ગ (તરવાર) આપ્યાં. ૨૩

क्षीरोदश्चामलंहारमजरेचतथांबरे ॥
चूडामणिंतथादिव्यंकुंडलेकटकानिच ॥२४॥

ટીકાઃ-ક્ષીર સમુદ્રે દુધના જેવા ચોખ્ખા ખરાં મોતીના હાર; લુગડાં, ચુડામણી, દિવ્યકુંડળ તથા કટક (એટલે કંકણ);—૨૪

अर्धचंद्रंतथाशुभ्रंकेयूरान्सर्वबाहुषु ॥
नुपुरौविमलौतद्वद्ग्रैवेयकमनुत्तमं ॥२५॥

ટીકાઃ-(દામણીના જેવો) અર્ધ ચંદ્ર, બધા બાહુઓમાં પહેરવાના કેયુર એટલે બાજુબંધ વાંક વગેરે, વિમળનેપુર, કોટનાં ઘરાણાં (જેવાંકે તુસી, ચીસપટી, ઝૂમણું, મંગળસૂત્ર વગેરે),-૨૫

अंगुलीयकरत्नानिसमस्तास्वंगुलीषुच ॥
विश्वकर्माददौतस्यैपरशुंचातिनिर्मलं ॥२६॥

ટીકાઃ-સર્વ આંગળીઓમાં પહેરવાની રત્ન જડિત વીંટીઓ; આ બધાં નાના પ્રકારનાં ઘરેણાં તે દેવીને આપ્યાં અને વિશ્વકર્માએ તે દેવીને પરદેવીને પરશુ તથા. ૨૬

अस्त्राण्यनेकरूपाणितथाभेद्यंचदंशनं ॥
अम्लानपंकजांमालांशिरस्युरसिचापरां ॥२७॥

ટીકાઃ-અભેદ્ય કવચ (બખ્તર) અને અનેક રૂપનાં અસ્ત્રો આપ્યાં. કોટે પહેરવા સારૂ તથા માથે ઘાલવા સારૂ અતિ શોભાયમાન નહિ એવાં પંકજ એટલે કમળની માળા,-૨૭

अददज्जलधिस्तस्यैपंकजंचातिशोभनं ॥
हिमवान्वाहनंसिंहंरत्नानिविविधानिच ॥२८॥

ટીકાઃ-અને સુંદર દિવ્ય કમંડળ એ બેવાનાં જળધી એટલે દરિઆએ આપ્યાં. હિમવાને સિંહનું વાહન અને અનેક રત્નો આપ્યાં, ૨૮

ददावशून्यंसुरयापानपात्रंधनाधिपः ॥
शेषश्चसर्वनागेशोमहामणिविभूषि म् ॥२९॥

ટીકાઃ ધનાધિપ એટલે કુબેર તેના સુરા પાત્ર–દારૂ પીવાનું પાત્ર આપ્યું. નાગેશ શેષનાગે તેને મહામણી આપાને શણગારી. ૨૯

नागहारंददौतस्यैधत्तेयःपृथिवीमिमां ॥
अन्यैरपिसुरैर्देवीभूषणैरायुधैस्तथा ॥३०॥

ટીકાઃ-પૃથ્વીએ તેને નાગહાર આપ્યો. અને એ રીતે બીજા દેવોએ પણ આભુષણ તથા આયુધ આપ્યાં. ૩૦

सम्मानितानदोच्चैस्साट्टहासंमुहुर्मुहुः ॥
तस्यानादेनघोरेणकृत्स्नमापूरितंनभः ॥३१॥

ટીકાઃ-દેવીને આ પ્રમાણે માન મળ્યું તેથી તેણે વારંવાર અટ્ટહાસ્ય કર્યું તેથી કરીને જે નાદ થયો તેના વડે આકાશ અને પૃથ્વી ભરાઈ ગઈ. ૩૧

अमायतातिमहताप्रतिशब्दोमहानभूत् ॥
चुक्षुभुस्सकलालोकास्समुद्राश्चचकंपिरे ॥३२॥

ટીકાઃ-તે દેવીના મહા નાદથી (પતિ) શબ્દ થયો. તેણે કરીને સકળ લોક ભડકયાં સમુદ્રો ખળ ભળવા મંડયાં. ૩૨

चचालवसुधाचेलुःसकलाश्चमहीधराः ॥
जयेतिदेवाश्चमुदातामूचुःसिंहवाहिनीं ॥३३॥

ટીકાઃ-પૃથ્વી ડોલવા લાગી-પરતો કંપ થયો અને દેવો હરખથી બોલ્યા કે "સિંહવાહિનીની જે" ૩૩

तुष्टुवुर्मुनयश्चैनांभक्तिनम्रात्ममूर्तयः ॥
दृष्ट्वासमस्तंसंक्षुब्धंत्रैलोक्यममरारयः ॥३४॥

टीकाः-संतोष पामीने मुनीओ, ते देवीने भकित वडे नम्या. महिषासुर तथा तेना असुरोने कबजे पडेलां त्रणे लोक ते देवीए जोयां. ३४

**सन्नद्धाखिलसैन्यास्तेसमुत्तस्थुरुदायुधाः ॥**

**आःकिमेतदितिक्रोधादाभाष्यमहिसासुरः ॥३५॥**

टीकाः-महिषासुरे पोतानी फोजने हथिआर आपी लडवा उभी राखी हती ते क्रोधथी आ प्रमाणे बोल्यो के "अरे आ शुं छे!" ३५

**अभ्यधावततंशब्दमशेषैरसुरैर्वृतः ॥**

**सददर्शततोदेवींव्याप्तलोकत्रयांत्विषा ॥३६॥**

टीकाः-महिशासुरनो शब्द सांभळीने सघळा असुरो टोळे मळ्या अने तेओए देवीने त्रणे लोकमां व्याप्त थती जोइ. ३६

**पादाक्रांत्यानतभुवंकिदीटोल्लिखितांबरां ॥**

**क्षोभिताशेषपातालांधनुर्ज्यानिःस्वनेनता ॥३७॥**

टीकाः ते देवीना पग जमीन ओळंगीने आगळ गया ने मुगटे आकाशे अड्यो. तेनी धनुर्ज्या (धनुष्यनी दोरी) पाताळे पहोंची तेथी साते पाताळ अने शेषनाग ए बधां शोभित थयां. ३७

**दिशोभुजसहस्रेणसमंताद्व्याप्यसंस्थिता ॥**

**ततःप्रववृतेयुद्धंतयादेव्यासुहद्विषां ॥३८॥**

टीकाः-दशे दिशाओ तेना हजार हाथे व्यापत थइ रही त्यां देवी अने असुरोनी भारे लडाइ थइ. ३८

**शस्त्रास्त्रैर्बहुदामुक्तैरादीपितादिगंतरं ॥**

**महिषासुरसेनानीश्चिक्षुराख्योमहासुरः ॥३९॥**

टीकाः-ते बन्ने जणाओए नाना प्रकारनां शस्त्र अने अस्त्र मुक-

વા માંડ્યાં. મહિયાસુરનો સેનાની (સેનાધિપતિ) ચિક્ષુ તે હજાર અયુત (એક અયુત દશ હજાર) અસુરો લઇને લડવા આવ્યો હતો. ૩૯

युयुधेचामरश्चान्यैश्चतुरंगबलान्वितः ॥
रथानामयुतैःषड्भिरुदग्राख्योमहासूरः ॥४०॥

ટીકાઃ-ચામર નામનો અસુર ચતુરંગી બળવાન સૈન્યા લેઇને આવ્યો હતો. ઉદગ્રચ્છ અયુત અસુર લઇને રણમાં પડ્યો હતો. ૪૦

अयुध्यतायुतानांचसहस्रेणमहाहनुः ।
पंचाशद्भिश्चनियुतैरसिलोमामहासुरः ॥४१॥

ટીકાઃ મહાહનુ અસુર એક હજાર અયુત અસુરના લસ્કર સાથે ત્યાં હતો ને અસિલોચ પચાસ અયુતનો ઉપરી હતો. ૪૧

अयुतानांशतैःषड्भिर्बाष्कलोयुयुधेरणे ॥
गजवाजिसहस्रौघैरनेकैःपरिवारितः ॥४२॥

ટીકાઃ-છસેં અયુત લઇને બાષ્કળ રણમાં આવી ઉભો હતો. તેની પાસે હાથી ઘોડાનો તો પારજ નહોતો એ બધાંથી તે સુર વિટાએલો હતો. ૪૨

वृतोरथानांकोट्याचकुद्धेतस्मिन्नयुध्यत ॥
बिडालाख्योयुतानांचपंचाशद्भिरथायुतैः ॥४३॥

ટીકાઃ-બિડાલ અસુર એક કરોડ રથનુ લસ્કર લેઇને આવ્યો હતો ને વળી બીજા પચાસ અયુત રથ તેણે મંગાવ્યા તે પણ તેની પાસે આવી ઉભા રહ્યા. ૪૩

युयुधेसंयुगेतत्ररथानांपरिवारितः ॥
अन्येचतत्रयुतशोरथनागहयैर्वृताः ॥४४॥

ટીકાઃ—આ સીવાય ત્યાં બીજા હજારો રથ, ઘોડા, હાથી વગેરે હતાં. ૪૪

युयुधुस्संयुगेदेव्यासहतत्रममहासुराः ॥
कोटिकोटिसहस्रैस्तुरथानांदंतिनांतथा ॥४५॥

ટીકાઃ-ત્યાં લાખો અને કરોડો અસુરો કોઇ રથપર બેઠેલા અને કોઈ હાથીપર બેઠેલા દેવીની સામે લડવા લાગ્યા. ૪૫

हयानांचवृतोयुद्धेतत्राभून्माहिषासुरः ॥
तोमरैर्भिंदिपालैश्चशक्तिभिर्मुसलैस्तथा ॥४६॥

ટીકાઃ-રણમાં મહિષાસુર તોમર ભિંડીમાલ, શકિત, અને મુસલથી ખેલતો હતો ૪૬

युयुधुःसंयुगेदेव्याखड्गैःपरशुपट्टिशैः ॥
केचिच्चचिक्षिपुश्शक्तीःकेचित्पाशांस्तथापरे ॥४७॥

ટીકાઃ-દેવીની સાથે અસુરો ખડગ, પરશુ અને પત્તિસથી લડવા લાગ્યા કોઇએ શકિત મારી અને કોઇએ પાસ નાંખ્યું. ૪૭

देवींखड्गप्रहारैस्तुतेतांहंतुंप्रचक्रमुः ॥
सापिदेवीततस्तानिशस्त्राण्यास्त्राणिचण्डिका॥४८॥

ટીકાઃ-દેવીએ ખડગ પ્રહારવડે તે સઘળાં હથિઆરોનો ચૂરો કર્યો પછી ચંડિકા પણ શસ્ત્રો અને અસ્ત્રો મુકવા લાગી. ૪૮

लीलयैवप्रचिच्छेदनिजशस्त्रास्त्रवर्षिणी ॥
अनायस्ताननादेवीस्तूयमानासुरर्षिभिः ॥४९॥

ટીકાઃ-તેના પર જે શસ્ત્ર અસ્ત્રનો વરસાદ વરસતો હતો તેને પોતે લીલા કરતી હોય તેમ દેવીએ છેદી નાંખ્યાં. આ કરવામાં દેવીને જરા પણ મહેનત પડી નહિ. દેવતાઓ અને રૂષિઓ તેનાં વખાણ કરતા

હતા. ૪૯

मुमोचासुरदेहेषुशस्त्राण्यस्त्राणिचेश्वरी ॥
सोऽपिक्रुद्धोधुतशटोदेव्यावाहनकेसरी ॥५०॥

ટીકાઃ-પછી દેવી ઇશ્વરીએ અસુરોના શરીરપર શસ્ત્ર અને અસ્ત્રો મુક્યાં ને તેને બેસવાનો સિંહ પુણ ક્રોધે ભરાયો ને તેથી તેની કેશવાળી હાલવા લાગી. ૫૦

चचारासुरसैन्येषुवनेष्विवहुताशनः ॥
निःश्वासान्मुमुचेयांश्चयुध्यमानारणेंबिका ॥५१॥

ટીકાઃ-વનમાં દાવાનળને જેમ નાશ કરેછે તેમ તે અસુર સૈન્યનો નાશ કરવા લાગી રણમાં અંબિકા દેવીએ શ્વાસ મુકયો. ૫૧

तएवसद्यःसंभुतागणाश्शतसहस्रशः ॥
युयुधुस्तेपरशुभिर्भिंदिपालासिपट्टिशैः ॥५२॥

ટીકાઃ-એટલે તરત લાખો ગણ ઉત્પન્ન થયા અને તે ગણો પરશુ, ભિંડીમાલ, તથા પત્તિશથી લડવા લાગ્યા. ૫૨

नाशयंतोऽसुरगणान्देवीशक्त्युंपबृंहिताः ॥
अवादयन्तपटहान्गणाश्शंखांस्तथापरे ॥५३॥

ટીકાઃ-દેવીના ગણો અસુરના ટોળાંનો નાશ કરવા લાગ્યાં અને તેઓ મૃદંગ. પટહ, શંખ અને બીજાં વાદિત્રો વગાડવા લાગ્યા. ૫૩

मृदंगांश्चतथैवान्येतस्मिन्युद्धमहोत्सवे ॥
ततोदेवीत्रिशुलेनगदयाशक्तिऋष्टिभिः ॥५४॥

ટીકાઃ તે ગણો યુદ્ધ મહોત્સવ કરતા હતા તે વખતે દેવીએ ત્રિશુળ, નગ (પર્વત) અને શકિત. ૫૪

खड्गादिभिश्चशतशोनिजघानमहासुरान् ॥

पातयामासचैवान्यान्घंटास्वनविमोहितान्॥५५॥

ટીકાઃ-અને ખડ્ગ વગેરે વડે હજારો મોટા મોટા અસુરોને મારી નાં-ખ્યા. અને બીજા કેટલાક ઘંટના અવાજથી મોહ પામીને પડ્યા. ૫૫

असूरान्भुविपाशेनबध्वाचान्यानकर्षयत् ॥

केचिद्दिधाकृतास्तीक्ष्णैःखड्गपातैस्तथापरो ॥५६॥

ટીકાઃ-કેટલાક અસુરોને પાશવડે બાંધ્યા, ને કેટલાકને તિક્ષણ ખ-ડ્ગવડે કાપી નાંખ્યા. ૫૬

विपोथितानिपातेगदयाभुविशेरते ॥

वेमुश्चकेचिद्रुधिरंमुसलेनभृशंहता ॥५७॥

ટીકઃ—કેટલાક અસુરને ગદા મારીને ભોંય સુવાડા દીધા કેટલાકને મુસલ વાગવાથી લોહી બાઝયું. ૫૭

केचिन्निपतिताभुमौभिन्नाःशूलेनवक्षसि ॥

निरंतराश्शरौघेणकृताःकेचिद्रणाजिरे ॥५८॥

ટીકાઃ કેટલાકને છાતીમાં શૂળના ઘા વાગવાથી ભોંય પડ્યા તિક્ષ-ણ બાણ વાગવાથી ઘણાના જીવ ગયા. ૫૮

सेनानुकारिणःप्राणान्मुमूचुस्त्रिदशार्दनाः ॥

केषांचिद्बाहवश्छिन्नाश्छिन्नग्रीवास्तथापरे ॥५९॥

ટીકાઃ-સેનાના સેનાપતિઓ જેઓ દેવતાઓને દુઃખ દેવામાં તત્પર હતા તેઓ પોતાના પ્રાણ છોડવા લાગ્યા કોઈના બાહુ કપાયા ને કોઇ-નાં ગળાં કપાયાં ૫૯

शिरांसिपेतुरन्येषामन्येमध्येविदारिताः ॥

विच्छिन्नजंघास्त्वपरेपेतुरुर्व्यांमहासुराः ॥६०॥

ટીકાઃ-કેટલાકનાં માથાં કપાયાં ને કેટલાકના શરીરની વચ્ચો વચ-

થી કકડા થઈ ગયા. કોઇની જાંગો કપાઇ ગઇ ને કોઇનાં પેટ ચીરાઈ ગયાં. ૬૦

एकबाह्वक्षिचरणाःकेचिद्देव्याद्विधाकृताः ॥
छिन्नेपिचान्येशिरसिपतिताःपुनरुत्थिताः ॥६१॥

ટીકાઃ-કોઇની એક આંખ ફૂટીને કોઇનો એક પગ કપાયો. માથાં કપાયા છતાં કેટલાક ફરીથી આયુધ લઇ લડવા ઉભા થયા. ૬૧

कबंधायुयुधुर्देव्यागृहीतपरमायुधाः ॥
ननृतुश्चापरेतत्रयुद्धेतूर्यलयाश्रिताः ॥६२॥

ટીકાઃ-કેટલાંક ધડ રણ વાદિત્રનાદથી નાચતાં હતાં ને કેટલાંક લડતાં હતાં. ૬૨

कबंधाश्छिन्नशिरसःखड्गशक्त्यृष्टिपाणयः ॥
तिष्ठतिष्ठेतिभाषंतोदेवीमान्येमहासुराः ॥६३॥

ટીકાઃ-માથુ કપાયલાં ધડો હાથમાં શક્તિ, ખડગ, વગેરે હથિયાર લઈ લડવા લાગ્યાં. તે વખતે તેમાંના કેટલાક, મહાસુરો, દેવીને રીસથી ઉભી રહે, ઉભી રહે; એમ કહેતા હતા. ૬૩

पातितैरथनागाश्वैरसुरैश्चवसुंधरा ॥
अगम्यासाभवत्तत्रयत्राभूत्समहारणः ॥६४॥

ટીકાઃ-એ ભારે રણસંગ્રામમાં રથ, હાથી, ઘોડા અને અસુરો બે સુમાર પડ્યા હતા તેથી તે રણ ભૂમી અગમ્ય દીસતી હતી. ૬૪

शोणितौघामहानद्यस्सद्यस्तत्रविसुस्रुवुः ॥
मध्येचासुरसैन्यस्यवारणासुरवाजिनां ॥६५॥

ટીકાઃ-જે બે સુમાર અસુરો, ઘોડાઓ અને હાથીઓ પડ્યા હતા તેમના શરીરમાંથી નીકળતાં લોહીની મોટી મોટી નદીઓ વહેવા લાગી. ૬૫

क्षणेनतन्महासैन्यमसूरणांतथांबिका ॥
निन्येक्षयंयथावह्निस्तृणदारुमहाचयम् ॥६६॥

ટીકા-આગ્ય જેમ તૃણ એટલે ઘાસના મોટા જથ્થાને એક ક્ષણમાત્રમાં બાળી નાંખેછે તેમ અસુરના મોટા સૈન્યનો દેવીએ નાશ કર્યો. ૬૬.

सचसिंहोमहानादमुत्सृजन्धुतकेसरः ॥
शरीरेभ्योमरारीणामसूनिवविचिन्वति ॥६७॥

ટીકાઃ-દેવીનું વાહન સિંહ મોહા નાદ કરીને દેવતાઓના દુસ્મનોના શરીરમાંથી જીવને જૂદો કાઢતો હવો. ૬૭

देव्यागणैश्चतैस्तत्रकृतंयुद्धंतथासूरैः ॥
यथैषांतुतुषुर्देवाःपुष्पवृष्टिमुचोदिवि ॥६८॥

ટીકાઃ-એ દેવીના ગણોનો તથા અસુરોની લડાઇ જોઈ, દેવીના જયથી સંતુષ્ઠ થઈ દેવતાઓએ આકાશમાંથી પુષ્પ વૃષ્ટિ કરી. ૬૮

इतिमार्कण्डेयपुराणेसावर्णिणकेमन्वंतरेदेवीमाहात्म्येमहिषासूरसैन्यवधोनामद्वितीयोध्यायः॥२॥

ટીકાઃ-એ પ્રમાણે માર્કંડેય પૂરાણનો બીજો અધ્યાય જેમાં મહિષાસુરના સૈન્યનો વધછે તે પૂરો થયો. ૬૯



॥ श्रीगणपतिर्जयति ॥

॥ ऋषिरुवाच ॥

निहन्यमानंतत्सैन्यमवलोक्यमहासूरः ॥
सेनानीश्चिक्षुरःकोपाद्ययौयोध्धुमथाम्बिकां ॥१॥

ટીકાઃ-રૂષિ બોલ્યા કે મહાઅસુર સેનાપતિ ચિક્ષુ પોતાનું સૈન્ય હણા-યલું જોઇને બહુ કોપાયમાન થઇ અંબીકા સામે લડવા આવ્યો. ૧

सदेवींशरवर्षेणववर्षसमेरऽसूरः ॥
यथामेरुगिरेःशृंगंतोयवर्षेणतोयदः ॥२॥

ટીકાઃ-મેરૂ પર્વતના શિખરોપર જેમ ભારે વરસાદ પડે છે તેમ તે અસુર દેવીના ઉપર બાણોનો વરસાદ વરસાવવા લાગ્યો. ૨

तस्यच्छित्वाततोदेवीलीलयैवशरोत्करान् ॥
जघानतुरगान्बाणैर्यंतारंचैववाजिनां ॥३॥

ટીકાઃ-એ સઘળાં બાણનો દેવીએ જેમ લીલા કરતી હોય તેમ નાશ કર્યો અને તે દુષ્ટ અસુરના ઘોડાઓને તથા તેઓને હાંકનાર સારથીને મારી નાંખ્યો. ૩

चिच्छेदचधनुःसद्योध्वजंचातिसमुच्छितम् ॥
विव्याधचैवगात्रेषुच्छिन्नधन्वानमाशुगैः ॥४॥

ટીકાઃ-દેવીએ તેના રથની ધ્વજા કાપી નાંખી અને તેનું ધનુષ પણ છેદી નાંખ્યું. અને તેના શરીરમાં પોતાનાં બાણો મારવા માંડ્યાં. ૪

सच्छिन्नधन्वाविरथोहताश्वोहतसारथिः ॥
अभ्यधावततादेवींखड्गचर्मधरोऽसूरः ॥५॥

ટીકાઃ-જ્યારે તે અસુરનું ધનુષ કાપી નંખાવ્યું હતું; રથ ભાગી નાં-ખ્યો હતો અને ઘોડા તથા સારથી મારી નાંખવામાં આવ્યા હતા ત્યારે તે એકલો દેવી ભણી ઢાલ તરવાર લેઇને ધાયો. ૫

सिंहमाहत्यखड्गेनतीक्ष्णधारेणमूर्धनि ॥
आजघानभुजेसव्येदेवीमप्यातिवेगवान् ॥६॥

ટીકાઃ-એ અસુરે આવાને સિંહના માથા ઉપર તિક્ષણ ધારવાળા ખ-ડ્ગથી ઘા કર્યો તથા દેવીને પણ જમણા હાથ ઉપર ઘા માર્યો. ૬

तस्याःखड्गोभुजंप्राप्यपफालनृपनन्दन ॥
ततोजग्राहशूलंसकोपादरुणलोचनः ॥७॥

ટીકાઃ-મેધમુની સુરથ રાજાને કહે છે કે, હે નૃપનંદન, તે ખડગ દેવીની ભુજાને અડકતાંજ ભાગી ગયું એ જોઇને તે અસુર કોપથી લાલચોળ આંખો કરીને ત્રીશુળ લેઇ દેવીને મારવા દોડયો. ૭

चिक्षेपचततस्तत्तुभद्रकाल्यांमहासूरः ॥
जाज्वल्यमानंतेजोभीरविबिंबमिवांबरात् ॥८॥

ટીકાઃ-તે મહાસુરે તે શૂળ દેવી ભણી ફેંકયું તે સૂર્ય બિંબ જેવું જાજ્વલ્યમાન તેજવાળું હતું. અને જાણે વાદળાંમાંથી સુર્ય નીકળતો હોય એવું લાગતું હતું. ૮

दृष्ट्वातदापतच्छूलंदवीशूलममुंचत ॥
तच्छूलंशतधातेननीतंसचमहासूरः ॥९॥

ટીકા-દેવીએ એ શૂળ આવતું ખીને પોતાનું મુકયું તેથી તે શૂળના સો કકડા થઈ ગયા અને તેના મૂકનાર મહા અસુર ચિક્ષુનો પણ પ્રાણ ગયો. ૯

हतेतस्मिन्महावीर्येमहिषस्यचमूपतौ ॥
आजगामगजारूढश्चामरस्त्रिदशार्दनः ॥१०॥

ટીકાઃ-મહિષાસુરનો સેનાની ચિક્ષુ મરાતે છતે દેવતાઓને દુઃખ દેનાર ચામર નામનો અસુર હાથીએ ચઢીને આવ્યો. ૧૦

सोपिशक्तिमुमोचाथदेव्यास्तामंबिकाद्रुतं ॥
हुंकाराभिहतांभूमौपातयामासनिष्प्रभां ॥११॥

ટીકાઃ- એ ચામર અસુર આવતોકને દેવી ભણી શકિત ફેંકી. એ શકિતને દેવીએ માત્ર હુંકારાથી ભોંય પાડી. અને તે તેજ વગરની થઈ ગઈ. ૧૧

भग्नांशक्तिंनिपतितांदृष्ट्वाक्रोधसमन्वितः ॥
चिक्षेपचामरःशूलंबाणैस्तदपिसाच्छिनत् ॥१२॥

ટીકાઃ–પોતાની ભોંય પડેલી અને ભાગેલી શકિત દેખીને ચામર અસુર બહુજ ક્રોધે ભરાયો અને તેણે ત્રિશુળ ફેંક્યું તે દેવીએ પોતાના બાણવડે છેદી નાંખ્યું. ૧૨

ततःसिंहस्समुत्पत्यगजकुंभांतरेस्थितः ॥
बाहुयुद्धेनयुयधेतेनोच्चैस्त्रिदशारिणा ॥१३॥

ટીકાઃ-દેવીનો સિંહ કુદકો મારીને ચામરના હાથીના ગંડ સ્થળ-પર જઈ બેઠો અને ત્યાં દેવતાના દુસ્મન અસુર સાથે યુદ્ધ કરવા લાગ્યો. ૧૩

युध्यमानौततस्तौतुतस्मान्नागान्महींगतौ ॥
युयुधातेतिसंरब्धौप्रहारैरातदारुणैः ॥१४॥

ટીકાઃ-તેઓ બન્ને લડતા લડતા ભોંય પડ્યા ને દારૂણ લડાઇ ચાલી બન્ને ક્રોધયુકત થઇને બાહુ યુદ્ધ કરતા હતા. ૧૪

ततोवेगात्खमुत्पत्यनिपत्यचमृगारिणा ॥
करप्रहारेणशिरश्चामरस्यपृथक्कृतं ॥१५॥

ટીકાઃ એવામાં સિંહે વેગથી આકાશ તરફ ઉંચો ઉછળી ચામર અસુરપર છલંગ મારી અને પોતાના પંજાવડે તેનું માથું ધડથી જુદું કર્યું. ૧૫

उदग्रश्चरणेदेव्याशिलावृक्षादिभिर्हतः ॥
दंतमुष्टितलैश्चैवकरालश्चनिपातितः ॥१६॥

ટીકાઃ–દેવીએ રણક્ષેત્રમાં શીલા અને વૃક્ષોના પ્રહારથી ઉદગ્ર અસુરને મારી નાંખ્યો અને કરાળ અસુર ને દાંત, મુક્કીઓ તથા તમાચા મારી મારી મારી નાંખ્યો. ૧૬

देवीक्रुद्धागदापातैश्चूर्णयामासचोद्धतं ॥
बाष्कलंभिंदिपालेनबाणैस्ताम्रंतथांधकं ॥१७॥

ટીકાઃ-દેવીએ ક્રોધ કરીને ગદાઓ મારી મારીને ઉદ્ધત અસુરનો ચુરો કરી નાંખ્યો. ભિંદિપાલ મારીને બાષ્કળ નામના અસુરનો જીવ લીધો. તામ્ર અને અંધક એ બે અસુરને બાણ માર્યાં તેથી મરી ગયા. ૧૭

उग्रास्यमुग्रवीर्यंचतथैवचमहाहनुं ॥
त्रिनेत्राचत्रिशूलेनजघानपरमेश्वरी ॥१८॥

ટીકાઃ-પરમેશ્વરીએ ઉગ્રાસ્ય, ઉગ્રવીર્ય અને મહાહનુ, એ ત્રણ રાક્ષસોને ત્રિશુળ મારીને મારી નાંખ્યા. ૧૮

बिडालस्यासिनाकायात्पातयामासवैशिरः ॥
दुर्धरंदुर्मुखंचोभौशरैर्निन्येयमक्षयं ॥१९॥

ટીકાઃ-તરવાર મારીને બિડાલનું માથુ કાપી નાંખ્યું તેથી તે રણમાં પડયો. દુર્ધર અને દુર્મુખ એ અસુરને બાણ વાગ્યાં તેથી જમ લોકમાં જવાબ દેવા ગયા. ૧૯

एवंसंक्षीयमाणेतुस्वसैन्येमहिषासुरः ॥
माहिषेणस्वरूपेणत्रासयामासतान्गणान् ॥२०॥

ટીકાઃ-મહિષાસુર એ પ્રમાણે પોતાના સૈન્યનો નાશ થયેલો જોઇને પાડાનું સ્વરૂપ લેઇને દેવીના ગણને ત્રાસ દેવા લાગ્યો. ૨૦

कांश्चित्तुंडप्रहारेणखुरक्षेपैस्तथापरान् ॥
लांगूलताडितांश्चान्यान्शृंगाभ्यांचाविदारितान्२१

ટીકાઃ-કેટલાક ગણને તુંડ પ્રહારે (મોઢાવડે) ને કેટલાકને ખરીઓવડે તથા બીજાઓને લાંગુલ એટલે પુંછડાવડે અને કેટલાકને સીંગડાંવડે વીદારણ કરવા લાગ્યો. ૨૧

वेगेनकांश्चिदपरान्नादेनभ्रमणेनच ॥
निःश्वासपवनेनान्यान्पातयामासभूतले ॥२२॥

ટીકાઃ-કેટલાકને પોતાના વેગથી તથા બીજાને ભ્રમણથી અને કે-ટલાકને નિઃશ્વાસના પવનવડે ભુતળપર પાડ્યા. ૨૨

निपात्यप्रमथानीकमभ्यधावतसोऽसुरः ॥
सिंहंहंतुंमहादेव्याःकोपंचक्रेततोम्बिका ॥२३॥

ટીકાઃ-એ પ્રમાણે પ્રમથાઓને (ગણોને) ભોંય પાડીને તે મહા અ-સુર મહિષાસુર મહા દેવીના વાહન સિંહને મારવાને દોડ્યો તે વખત દેવીએ મહા ક્રોધ કર્યો. ૨૩

सोपिकोपान्महावीर्यःखुरक्षुण्णमहीतलः ॥
श्रृंगाभ्यांपर्वतानुच्चांश्चिक्षेपचननादच ॥२४॥

ટીકાઃ-તે મહા વીર્યવાન અસુર-ભારે કોપથી પૃથ્વીનું પૃષ્ટ ખણુતો તો તથા પર્વતો-શીંગડાંવડે ઉંચે-ઉછાળતો હતો અને તે વખતે બરાડા પાડતો હતો. ૨૪

वेगभ्रमणविक्षुण्णामहीतस्यव्यशीर्यत ॥
लांगूलेनाहतश्चाब्धिःप्लावयामाससर्वतः ॥२५॥

ટીકાઃ-તે ભોંય ખોતરીને જમીન ઉછાળવા લાગ્યો અને પુછડા વતે સમુદ્રનાં પાણી ઉછાળવા લાગ્યો તેથી સઘળી બાજુએ જળ જળ કરી મુક્યું. ૨૫

धुतश्रृंगविभिन्नाश्चखंडंखंडंययुर्घनाः ॥
श्वासानिलास्ताःशतशोनिपेतुर्नभसोचलाः ॥२६॥

ટીકાઃ-તેણે પોતાનાં સીંગડાં હલાવીને આકાશમાંના વાદળાંના ભા-ગી ભાગીને કકડા કરી નાંખ્યા અને તેણે શ્વાસ લીધો તેના પવન થકી

અતિ ઝીણા કકડા થઈ જઈ તેઓ ભોંય પડયા. વાદળ ભાગી પડ્યું. २६

इतिक्रोधसमाध्मातमापतंतंमहासुरम् ॥
दृष्ट्वासाचंडिकाकोपंतद्वधायतदाकरोत् ॥२७॥

ટીકાઃ-તે મહા અસુર ક્રોધથી દેવી સામે તેને મારવાને દોડી આવતો હતો તેને જોઇને દેવીએ પણ તે અસુરનો વધ કરવા માટે ક્રોધ ધારણ કર્યો. ૨૭.

साक्षिप्त्वातस्यवैपाशंतंबबंधमहासुरं ॥
तत्याजमाहिषंरूपंसोपिबद्धोमहामृधे ॥२८॥

ટીકાઃ-દેવીએ પાસ (ફાંસો) મુકયું અને તે વડે અસુરને બાંધી લીધો એ વખતે તે અસુર પાડાનું રૂપ તજી દેઇને એકદમઃ—૨૮

ततःसिंहोभवत्सद्योयावत्तस्यांबिकाशिरः ॥
छिनत्तितावत्पुरुषःखड्गपाणिरदृश्यत ॥२९॥

ટીકાઃ-સિંહનું રૂપ લેઇને ઉભો રહ્યો અને ચંડિકા તેનું માથું છેદવા જાય છે કે તરત વળી જેના હાથમાં તરવાર ઝાલેલી છે એવા પુરુષનું રૂપ લેઇને ઉભો રહ્યો. ૨૯

ततएवाशुपुरुषंदेवीचिच्छेदसायकैः ॥
तंखड्गचर्मणासार्धंततःसोभून्महागजः ॥३०॥

ટીકાઃ-પછી દેવીએ તે અસુરની ઢાલ તથા તરવાર કાપી નાંખ્યાં ત્યારે તે એક મોટો હાથી થઇને ઉભો રહ્યો. ૩૦

करेणचमहासिंहंतंचकर्षजगर्जच ॥
कर्षतस्तुकरंदेवीखड्गेनानिकृंतत ॥३१॥

ટીકાઃ-પોતાની સુંઢવડે તે હાથીના રૂપવાળો અસુર સિંહને ખેંચવા લાગ્યો તે વખતે દેવીએ તેની સુંઢ તરવારવડે કાપી નાંખી. ૩૧

ततोमहासुरोभूयोमाहिषंवपुरास्थितः ॥
तथैवक्षोभयामासत्रैलोक्यंसचराचरं ॥३२॥

ટીકાઃ-એ વખત તે અસુરે પાછું પોતાનું પાડાનું રૂપ ધારણ કર્યું અને સચરાચર વિશ્વને ભય પમાડવા લાગ્યો. ૩૨

ततःक्रुद्धाजगन्माताचण्डिकापानमुत्तमम् ॥
पपौपुनःपुनश्चैवजहासारुणलोचना ॥३३॥

ટીકાઃ-એ વખતે જગન્માતા ચંડિકા ક્રોધે ભરાયાં અને તેમણે સુરાપાન કર્યું તેથી તેમની આંખો લાલ દીસવા લાગી અને તેઓ પુનઃ પુનઃ હસવા લાગ્યાં. ૩૩

ननर्दचासूरस्सोपिबलविर्यमदोद्धतः ॥
विषाणाभ्यांचचिक्षेपचण्डिकांप्रतिभूधरान् ॥३४॥

ટીકાઃ-એ વખત બળ અને વિર્યના મદથી ઉદ્ધત થયેલો તે અસુર વારે વારે બરાડા પાડવા લાગ્યો અને ચંડિકા ભણી મોટા મોટા પર્વતો ફેંકવા લાગ્યો. ૩૪

साचतान्प्रहितांस्तेनचूर्णयंतीशरोत्करैः ॥
उवाचतंमदोद्धुत खरा गाकुलाक्षरं ॥३५॥

ટીકાઃ-તે પાડાના રૂપવાળા અસુરે નાંખેલા પર્વતોના દેવીએ ચુરેચુરા કરી નાંખ્યા અને જેનું મોઢું દારૂ પીવાથી લાલાશમય થએલું છે તે પોતે મહિષાસુર પ્રત્યે આ પ્રમાણે બોલ્યાં. ૩૫

॥ देव्युवाच ॥

गर्जगर्जक्षणंमूढमधूयावत्पिबाम्यहं ॥
मयात्वयिहतेऽत्रैवगर्जिष्यंत्याशुदेवताः ॥३६॥

ટીકાઃ-દેવી બોલ્યાં કે; હું જ્યાં સુધી દારૂ પીઇ લેઇછું ત્યાં સુધી

હે મૂઢ તું ક્ષણ માત્ર ગરજના કરી લે. પછી હું તને મારી નાંખીશ એ-ટલે તરત દેવતાઓ ગર્જના કરશે. ૩૬

॥ ऋषिरुवाच ॥

एवमुक्त्वासमुत्पत्यसारूढातंमहासूरं ॥
पादेनाक्रम्यकंठेचशूलेनैनमताडयत् ॥३७॥

ટીકાઃ-રૂષિ બોલ્યા કે; એ પ્રમાણે બોલીને એકદમ સિરપરથી કુ-દકો મારી તે મહાસુર મહિષાસુર પાસે ગયાં અને એક પગ વડે તેને ડાબીને તેના કંઠમાં ત્રિશુળ માર્યું. ૩૭

ततःसोऽपिपदाक्रांतस्तयानिजमुखात्ततः ॥
अर्धनिष्क्रांतएवासीद्देव्यावीर्येणसंवृतः ॥३८॥

ટીકાઃ-દેવીએ તે પાડારૂપી અસુરનું ગળું કાપી નાંખ્યું એટલે તે-ના ગળામાંથી અડધું અસુરનું સ્વરૂપ બહાર આવ્યું. તે રૂપ દેવીના વિર્યશી ઘેરાયલું હતું માટે આખુ રૂપ નિકળવાને અશક્ત હતું. ૩૮

अर्धनिष्क्रांतएवासौयुध्यमानोमहासूरः ॥
तयामहासिनादेव्याशिरश्छित्वानिपातितः ॥३९॥

ટીકાઃ-તે મહાસુર બહાર નીકળેલા અર્ધ શરીરથીજ દેવી સાથે યુદ્ધ કરવા લાગ્યો એ વખતે દેવીએ એક મોટી તરવાર લેઇને તેનું ગળું કાપી નાંખ્યું. ૩૯

ततोहाहाकृतंसर्वंदैत्यसैन्यंननाशतत् ॥
प्रहर्षंचपरंजग्मुःसकलादेवतागणाः ॥४०॥

ટીકાઃ-મહિષાસુર પડયો એટલે તેની સઘળી દૈત્ય સૈન્યામાં હાહા-કાર થઈ રહયો અને સઘળા દેવ ગણોને અત્યંત હર્ષ થયો. ૪૦

तुष्टुवुस्तांसूरादेवींसहादिव्यैर्महर्षिभिः ॥

जगुर्गंधर्वपतयोनन्तृतुश्चाप्सरोगणाः ॥४१॥

ટીકાઃ-ઇંદ્રાદિ સઘળા દેવતાઓ, બ્રહ્મા તથા રૂષિઓ દેવીની સ્તુતિ કરવા લાગ્યા. ગંધર્વો ગાયન કરવા લાગ્યા તથા અપ્સરાઓ નાચ કરવા લાગી. ૪૧

इतिमार्कण्डेयपुराणेसावर्णिकेमन्वंतरेदेवीमहात्म्ये महिषासुरवधोनामतृतीयोध्यायः ॥३॥

ટીકાઃ- એ પ્રમાણે મહિષાસુરના વધ વિશેનો ત્રીજો અધ્યાય જે સાવર્ણીક મનવન્તરમાં બનવાનો છે તે પુરો થયો ૩

---

॥ श्रीगणपतिर्जयति ॥

॥ ऋषिरुवाच ॥

शक्रादयःसुरगणानिहतेऽतिवीर्येतस्मिंदुरात्मनिसुरारिबलेचदेव्या ॥ तांतुष्टुवुःप्रणतिनम्रशिरोधरांसावाग्भिः प्रहर्षपुलकोद्गमचारुदेहा ॥१॥

ટીકાઃ-રૂષિ બોલ્યા કે દેવતાઓનો દુષ્મન દુરાત્મા મહિષાસુર હતો તે અતિવીર્યવાન હતો તો પણ દેવીએ તેને મારી નાંખ્યો તેથી ઇંદ્ર વગેરે સઘળા દેવતાઓ ટોળે મળીને દેવીની સ્તુતિ કરવા ચાલ્યા તેઓએ જઇને તેમનાં નમ્ર માથાં નમાવ્યાં ને તે સુંદર શરીરવાળા દેવતાઓ આનંદથી પ્રફૂલ્લિત થયા ને કહેવા લાગ્યા કે. ૧

देव्यायायाततमिदंजगदात्मशक्त्यानिःशेषदेवग

णशक्तिसमूहमूर्त्यां ॥ तामम्बिकामखिलदेवमहर्षि पूज्यांभक्त्यानताःस्मविदधातुशुभानिसानः ॥२॥

ટીકાઃ-સઘળા દેવગણોમાંથી જે તે તેજ કે શકિત નીકળી તેના સમૂહની જે મૂર્ત્તિ થઈ તે દેવી છે અને એ દેવીએ પોતાની શકિતવડે આ સકળ જગત સરજ્યું છે. એવાં અંબિકા દેવી સઘળા મહર્ષિ અને દેવોને પુજ્ય એટલે પુજવા લાયક છે તેમને અમે નમીએછીયે. અમે નમેલાઓનું એ દેવી ભલું કરો. ૨

यस्याःप्रभावमतुलंभगवाननन्तो ब्रह्माहरश्चनहिव क्तुमलंबलञ्च ॥ साचण्डिकाऽखिलजगत्परिपालना यनाशायचासुरभयस्यमतिंकरोतु ॥३॥

ટીકાઃ-એ દેવીના અતુલ પ્રભાવને અપાર બળનુ વર્ણન કરવાને ભગવાન અનંત શેષનાગ હજાર મોઢાં છતાં અશકતછે; બ્રહ્મા અને મહાદેવજી પણ વર્ણવી શકતા નથી તેવાં ચંડિકા માતા અખિલ જગતના પરિપાલનને અર્થે અને અસુર ભયનો નાશ કરવાને અર્થે મતિ કરો. ૩

याश्रीःस्वयंसुकृतिनांभवनेष्वलक्ष्मीः पापात्मनां- कृतधियांहृदयेषुबुद्धिः ॥ श्रद्धासतांकुलजनप्रभव- स्यलज्जातांत्वानताःस्मपरिपालयदेविविश्वम् ॥४॥

ટીકાઃ-સુકૃતિવાન પુરૂષોનાં ભવનને વિષે જે દેવી લક્ષ્મીરૂપે વીરાજે છે અને પાપીઓના ઘરમાં અલક્ષ્મી રૂપે છે, સારા માણસોના હૃદયમાં બુદ્ધિ રૂપે વાસ કરે છે. સત્કુળમાં જન્મેલાં માણસોમાં શ્રદ્ધારૂપે અને ઉત્કૃષ્ટોમાં લજ્જા રૂપે છે એવી દેવીને અમે નમીએ છીએ તે વિશ્વનું પરિપાલન કરો. ૪

किंवर्णयामतवरूपमचिंत्यमेतत्किंचातिवीर्यमसुर-

क्षयकारिभूरि ॥ किंचाहवेषुचरितानितवातियानि-
सर्वेषुदेव्यसुरदेवगणादिकेषु ॥५॥

ટીકા—અતિ વિર્યવાન અસુરનો તેં ક્ષય કરી નાંખ્યો એવી હે દેવી તારૂં રૂપ અચિંત્ય છે. તારાં ચરિત્રો અસુર અને દેવગણોને વિષે અદ્ભુત છે હે દેવી અમે એનું વર્ણન શી રીતે કરીએ ?

हेतुः समस्तजगतांत्रिगुणापिदोषैर्नज्ञायसेहरिहरा-
दिभिरप्यपारा ॥ सर्वाश्रयाखिलमिदंजगदंशभूत
मव्याकृताहिपरमाप्रकृतिस्त्वमाद्या ॥६॥

ટીકાઃ—હે દેવી તું સમસ્ત જગતની હેતુ એટલે સૃષ્ટા છું. તારામાં સત્વ, રજ અને તમ એ ત્રણ ગુણ છતાં દોષ તને સ્પર્ષ કરી શકતો નથી. હરી એટલે વિષ્ણું અને હર એટલે મહાદેવ પણ તને અપારા એટલે પાર ન પમાય એવી કહેછે. "હે દેવી તું સર્વાશ્રયા એટલે સર્વના આશ્રય રૂપ છું. સર્વ જગતની તું અંશ ભૂત છુ. તું નિર્વિકારી છું. તું પરમા એટવે મોટામાં મોટી, પ્રકૃતિ, અને આદ્યા (સૌથી પહેલી) છું. ૬

यस्यास्समस्तसुरतासमुदीरणेनतृप्तिंप्रयातिसकले
षुमखेषुदेवि ॥ स्वाहासिवैपितृगणस्यचतृप्तिहेतु-
रुच्चार्यसेत्वमतएवजनैस्स्वधाच ॥७॥

ટીકાઃ-હે દેવી. અમો દેવતાઓની તૃપ્તિને અર્થે સઘળા યજ્ઞો (મખો) માં 'સ્વાહા' એ શબ્દથી અમને ભોગ અર્પણ કરવામાં આવે છે એ 'સ્વાહા' પણ તુંજ છે. વળી પિતૃગણની તૃપ્તિના હેત્વર્થે માણસો 'સ્વધા' એવું તારૂ નામ ઉચ્ચારે છે. ૭

यामुक्तिहेतुरविचिंत्यमहाव्रतात्वमभ्यस्यसेसुनिय
तेंद्रियतत्त्वसारैः॥ मोक्षार्थिभिर्मुनिभिरस्तसमस्त

दोषैर्विद्यासिसाभगवतीपरमाहिदेवि ॥८॥

ટીકાઃ-હે દેવી તું મુક્તિ હેતુ એટલે મુક્તિની આપનારી છું, તું અ-વિચિંત્ય એટલે ચિંતવન ન થઇ શકે એવી છું, તું મહાવૃતા એટલે મોટાં મોટાં વૃત પણ તુંજ છું. જેઓ પોતાનું મન કબજામાં રાખીને તને જાણવાને યત્ન કરે છે એવા સમસ્ત દોષ રહીત મોક્ષાર્થી મુનીઓની હે ભગતી દેવી તું મોટામાં મોટી વિદ્યા છું. ૮

शब्दात्मिकासुविमलर्ग्यजुषांनिधानमुद्गीथरम्यपदपाठवतांचसाम्नां ॥ देवीत्रयीभगवतीभवभावनायवार्ताचसर्वजगतांपरमार्तिहंत्री ॥९॥

ટીકાઃ—અતિ નિર્મળ ઋગ્ અને યજુષ વેદ તથા ઉત્કૃષ્ટ રમણિક પદવાળા સામવેદની તું શબ્દાત્મિકા છું. હે ભગવતી દેવી તમે એક છો પણ સૃષ્ટિની ભાવના એટલે સ્થિતિને અર્થે તમે ત્રણ સ્વરૂપે વિરાજો છો. હે દેવી તમે સર્વ જગતનાં ત્રણે પ્રકારનાં (આધિભૌતિક, અધ્યામિક, અને આધિદૈવિક) દુખનો નાશ કરનારાં છો. ૯

मेधासिदेविविदिताखिलशास्त्रसारादुर्गासिदुर्गभवसागरनौरसंगा ॥ श्रीःकैटभारिहृदयैककृताधिवासागौरीत्वमेवशशिमौलिकृतप्रतिष्ठा ॥१०॥

ટીકાઃ—હે દેવી તું મેધા એટલે સરસ્વતી દેવીછું કારણ કે અખિલ શાસ્ત્રનો સાર તને માલમ છે. હે દેવી તું દુર્ગા છું કેમકે આ દુર્ગ એ-ટલે તરવાને મહા કઠણ એવા ભવસાગરને માટે નાવરૂપ છો નાવને શઢ-ની, નાવીકની અને બીજાં ઘણાં વાનાની ઇચ્છેલે માર્ગે જવા માટે જરૂ-ર છે પણ હે દેવી તમે તો એમાંના કશાનો જરૂર ન હોય એવા નાવરૂપી (અસંગાનૌકા) છો. મધુ અને કૈટભ એ બે રાક્ષસના દુશ્મન વિષ્ણુના હૃદયમાં જેણે વાસ કર્યો છે એવાં હે દેવી તમે લક્ષ્મીરૂપે વિરાજો છો. ચં-

द्रमाने पोताना ललाट के माथाना मोळीआने विषे धारण करनार शीवजी-
ने माथे स्थापित थयेलां गोरी रूपे छो. १०

ईषत्सहासममलंपरिपूर्णचंद्रविंबानुकारिकनकोत्त-
मकांतिकांतम् ॥ अत्यद्भुतंप्रहृतमात्तरुषातथापिव
क्त्रंविलोक्यसहसामहिषासुरेण ॥११॥

टीका:-हे देवी तारूं मुखार्विंद पुनमना पुर्ण चंद्र प्रमाणे शोभे छे.
पुर्ण चंद्रबिंबमां तो मृगांक--काळा डाघा छे पण तुं तो डाघा रहीत उत्तम
कनक (सोना) ना जेवी कांतिवाळी छुं. तुं सर्वने चहावा लायक छुं. ए-
वुं तारूं सर्वोत्कृष्ट मोढुं जोइने महिषासुर, सर्व कोई मोह पामे छे छतां
मोह पामतो नथी ए अति अद्भुत आश्चर्यनी वात छे. ११

दृष्ट्वातुदेविकुपितंभ्रुकुटीकरालमुद्यच्छशांकसदृश
च्छवियन्नसद्यः ॥ प्राणान्मुमोचमहिषस्तददतीवचि
त्रंकैर्जीव्यतेहिकुपितांतकदर्शनेन ॥१२॥

टीका:-हे देवी तुं क्रोधे भरायलो हती अने तारी भ्रूकुटी कराळ
थयेली हती ए वखते तारूं मोढुं पुनमने दहाडे उगता रकत वर्णना
सशांक (एटले चंद्रमा) जेवुं शोभतुं हतुं. एवा मोढाने जोइने महिषा-
सुरे प्राण मुकयो. एमां कंई विचित्र नथी कारण के ते कोपायमान थ-
येलीना अंतक एटले अंत लावनार दर्शनमां कोण जीवी शके? कोई पण
प्राणी जीववाने अशकत छे. १२

देविप्रसीदपरमाभवतीभवायसद्योविनाशयसिको
पवतीकुलानि ॥ विज्ञातमेतदधुनैवयदस्तमेतन्नीतं-
बलंसुविपुलंमहिषासुरस्य ॥१३॥

टीका:-हे देवी प्रसीद महेरबानी कर. हे उत्कृष्ट देवी तमे अमारा

શત્રુ મહિષાસુરના અતિ ભારે બળવાન અસુરોના સૈન્યનો અને એનો નાશ હમણાંજ કર્યો છે. માટે તમારી અમારા પ્રત્યે કૃપા છેજ. ૧૩

तेसंमताजनपदेषुधनानितेषांतेषांयशांसिनचसीदतिधर्मवर्गः ॥ धन्यास्तएवनिभृतात्मजभृत्यदारा-येषांसदाभ्युदयदाभवतीप्रसन्ना ॥१४॥

ટીકાઃ–હે દેવી જેના પર, તું પ્રસન્ન છે તે માણસ આ જગતમાં ધનવાન થાયછે કિર્ત્તિ પણ તેનેજ મળેછે. અને ધર્મ અર્થ, કામ, ને મોક્ષ એ ચારે પુરૂષાર્થો તે ભોગવે છે. જે માણસના ઉપર તું અભ્યુદય (આબાદાની) આપનારો પ્રસન્ન છે તે માણસને ધન્યછે કેમકે તે માણસ સુંદર પુત્ર, કહ્યાગરા નોકર અને મનોરમા સ્ત્રી મેળવે છે. ૧૪

धर्म्याणिदेविसकलानिसदैवकर्माण्यत्यादृतः प्रतिदिनंसुकृतीकरोति ॥ स्वर्गप्रयातिचततोभवतीप्र-सादाल्लोकत्रयेऽपिफलदाननुदेवितेन ॥१५॥

ટીકાઃ- હે દેવી, ધરમી પુરૂષો હમેશાં ધર્મ કર્મ કરેછે. એમનાં એવાં સુકૃતને લીધે મુવા પછી તમારી-મેહેરબાનીથી તેઓ સ્વર્ગમાં જાય છે. માટે હે દેવી સર્વ સત્કર્મોનાં ફળ આપનારી તુંજ છે. ૧૫

दुर्गेस्मृताहरासिभीतिमशेषजंतोःस्वस्थैःस्मृतामतिमतीवशुभांददासि ॥ दारिद्र्यदुःखभयहारिणिकात्वदन्यासर्वोपकारकरणायसदार्द्रचित्ता ॥१६॥

ટીકાઃ- હે દુર્ગા દેવી, જે પ્રાણી તારૂં સ્મરણ કરે છે તેની જરાએ જરા બીક કાઢી નાંખો છો. હે દેવી કોઇ સ્વસ્થ ચિત્ત કરીને તમારૂં સ્મરણ કરે તો તેને અતિ નિરમળ શુભ બુદ્ધિ આપોછો. હે દેવી તમે તમારા ભક્ત જનનું દળદર કાપી નાંખોછો ને તેના ભય ને દુઃખનો

નાશ કરોછો માટે હે દેવી તમારા સિવાય બીજી કઈ દેવી હારિ -દુઃખ-ભય હારિણી છે. સર્વે ઉપર ઉપકાર કરવાને અર્થે સદા તમારૂં હૈડુ પા-રકે દુઃખે ભીજાય છે. ૧૬

एभिर्हतैर्जगदुपैतिसुखंतथैतेकुर्वंतुनामनरकाय चिरायपापम् ॥ संग्राममृत्युमधिगम्यदिवंप्रयांतुमत्वेतिनूनमहितान्विनिहंसिदेवि ॥१७॥

ટીકાઃ- તેં આ બધા અસુરોને મારી નાખ્યા તેથી જગતને સુખની પ્રાપ્તિ થઇછે. તથા જે અસુરોએ પુશ્કળ પાપ કરેલાં અને તેટલા માટે નરકને લાયક હતા તેઓને સંગ્રામને વિષે તેં મારી નાખ્યા તેથી દિવ્ય દેહ ધારણ કરીને સ્વર્ગમાં જાયછે એ દેવી તમારી કૃપા છે. ૧૭

दृष्ट्वैवकिंनभवतीप्रकरोति भस्मसर्वासुरानरिषुयत्प्रहिणोषिशस्त्रम् ॥ लोकान्प्रयान्तुरिपवोपिहिशस्त्रपूताइत्थम्मतिर्भवतितेष्विहेतषुसाध्वी ॥१८॥

ટીકાઃ- હે દેવી તને જોતાંજ સઘળા અસુરો બળીને ભસ્મ કેમ થઇ જતા નથી? કેમકે એમ થવું જોઇતું હતું તારે શસ્ત્ર મારવાનો આયાશ શું કરવા કરવો જોઇએ? પણ હે સાધ્વી દેવી તુ બહુ કૃપાળુછું. દુશ્મનને પણ ચાહ્ય છે અને તેનું ભલુ ઇચ્છે છે માટેજ તેં તેમના પર શસ્ત્ર ચલાવ્યાં કે જેથી કરીને તેઓ તારાં શસ્ત્રથી મરીને દેવલોકમાં જાય. ૧૮

खड्गप्रभानिकरविस्फुरणैस्तथोग्रैःशूलाग्रकान्तिनिवहेनदृशोसुराणाम् ॥ यन्नागताविलयमंशुमदिंदुखण्डयोग्याननन्तववि लोकयतान्तदेतत् ॥१९॥

ટીકાઃ- એ સઘળા અસુરોએ તારૂ ચંદ્રબિંબ સમાન મુખ અને તારા મ્યાનમાંથી બહાર કહાડેલા ખડગનો વિસ્તાર પામેલો પ્રકાશ અને તારા ત્રિશૂળના અગ્રની (અણીની) કાંતી જોઈ તો પણ તે અસુરોની દ્રષ્ટિ લેશ

માત્ર પણ ખંડન થતી નથી એ તારી કૃપાનો પ્રભાવ છે. ૧૯

दुर्वृत्तवृत्तशमनन्तवदेविशीलंरूपंतथैतदविचिंत्यमतुल्यमन्यैः ॥ वीर्यंचहंतृहृतदेवपराक्रमाणांवैरिष्वपिप्रकटितैवदयात्वयेत्थम् ॥२०॥

ટીકાઃ- હે દેવી તારૂ શીળ દુર્વૃત્તિવાળા પુરૂષોની નઠારી વૃત્તિઓનુ શમન કરે એવું છે એટલે કે દેવીના ગુણો સાંભળીને નઠારા માણસો સુધરી જાયછે. તારા અતુલ્ય રૂપનું બીજા કોઇ ચિંત્વન કરી શકતા નથી કારણકે તે અવિચિંત્ય છે. દેવતાઓનાં પરાક્રમને જેણે હરી લીધાં છે એવા અસુરોનો નાશ કરવા તું વીર્યવાન છે. હે દેવી તેઓને તેં મારી દેવલોકમાં મોકલ્યા એ તારી દયાનો પ્રભાવ છે. ૨૦

केनोपमाभवतुतेऽस्यपराक्रमस्यरूपंचशत्रुभयकार्यतिहारिकुत्र ॥ चित्तेकृपासमरनिष्ठुरताचदृष्टात्वय्येवदेविवरदेभुवनत्रयेऽपि ॥२१॥

ટીકાઃ- હે દેવી તારા પરાક્રમને હું શાની ઉપમા આપું. તારૂં રૂપ જે તારા શત્રુ અસુર તેમને ભય ઉપજાવે છે તેને માટે પણ મને ઉપમા જડતી નથી. હે દેવી જોકે તે અસુરે નિષ્ઠુરતા દેખાડી તોપણ તારા ચિત્તમાં તો તેઓના ઉપર દયાજ છે. (કેમકે તેમને દેવલોકમાં મોકલ્યા) આવાં દેવીને માટે મને ત્રણે ભુવનમાં [સ્વર્ગ, મૃત્યુ ને પાતાળમાં) કોઇ પણ ઉપમા જડતી નથી. હે દેવી તું તે તુંજ છે. તારા જેવું બીજું કોઇ છેજ નહિ. ૨૧

त्रैलोक्यमेतदखिलंरिपुनाशनेनत्रातंत्वयासमरमूर्धनितेपिहत्वा ॥ नीतादिवंरिपुगणाभयमप्यपास्तमस्माकमुन्मदसुरारिभवंनमस्ते ॥२२॥

ટીકાઃ- આ અખિલ ત્રૈલોક્ય-સ્વરગ, મૃત્યુ ને પાતાળ-અસુરોથી

દુઃખી હતું એ અસુરોને મારી નાંખીને હે દેવી તેં ત્રણે લોકનું રક્ષણ કર્યું છે. અમે દેવો પણ અસુરોના ભયથી સ્વરગમાંથી કાઢી મુકેલા આમ તેમ ભટકતા હતા માટે તેઓનાં માથાં કાપવાથી અમારૂં પણ ભય ટળી ગયું છે. હે દેવી અમે અસુરોના દુશ્મન તને નમીએ છીયે. ૨૨

शूलेनपाहिनोदेविपाहिखड्गेनचाम्बिके ॥
घंटास्वनेननःपाहिचापज्यानिःस्वनेनच ॥२३॥

ટીકાઃ-હે દેવી તારા ત્રિશુળવડે અમારૂં રક્ષણ કર, હે અંબિકા તારા ખડગથી અમારૂં રક્ષણ કર. તારા ઘંટના રણકારા વડે અમારૂ રક્ષણ કર, તારી ધનુર્જ્યા (કામઠાની દોરી)ના ટંકારથી અમારૂં રક્ષણ કર. ૨૩

प्राच्यांरक्षप्रतिच्यांचचंडिकेरक्षदक्षिणे ॥
भ्रामणेनात्मशूलस्यउत्तरस्यांतथेश्वरि ॥२४॥

ટીકાઃ-હે દેવી પુર્વમાં રક્ષણ કર. હે ચંડિકા પશ્ચિમમાં અને દક્ષિણમાં રક્ષણ કર. હે ઇશ્વરી દેવી આપના ત્રિશુળના ભ્રમણ વડે ઉત્તરમાં રક્ષણ કર. ૨૪

सौम्यानियानिरूपाणित्रैलोक्येविचरंतिते ॥
यानिचात्यर्थघोराणितैरक्षास्मांस्तथाभुवं ॥२५॥

ટીકાઃ- હે દેવી તારાં જે સૌમ્ય રૂપો [જગત પાલનને અર્થે] ત્રૈલોક્યમાં વિચરેછે તેઓને તારાં જે ઘોર રૂપો (જગતના નાશ અર્થે) છે તે સઘળાં રૂપો અમારૂં અને આ જગતનું રક્ષણ કરો. ૨૫

खड्गशूलगदादीनिचास्त्राणितेऽबिके ॥
करपल्लवसंगीनितैरस्मान्रक्षसर्वतः ॥२६॥

ટીકાઃ- હે અંબિકા તારા કરપલ્લવને વિષે (હાથમાં) ખડગ, શૂળ, ગદા વગેરે શસ્ત્રો શોભી રહ્યાં છે એવાં હે દેવી તમે અમારૂં સઘળી બાજુએ રક્ષણ કરો. ૨૬

॥ ऋषिरुवाच ॥

एवंस्तुतासुरैर्दिव्यैःकुसुमैर्नंदनोद्भवैः ॥

अर्चिताजगतांधात्रीतथागंधानुलेपनैः ॥२७॥

ટીકાઃ- ૠષિ બોલ્યા કે; એ પ્રમાણે દેવતાઓયે દેવીની સ્તુતિ કરીને પછી નંદન નામના બાગમાં ઉત્પન્ન થયેલાં દિવ્ય કુસુમ [ફુલ] તથા સુગંધના અનુલેપનથી તે દેવી જગતની ધાત્રીની (સરજનારીની) અર્ચના કરી. ૨૭

भक्त्यासमस्तैस्त्रिदशैर्दिव्यैर्धूपैस्सुधूपिता ॥

प्राहप्रसाधसुमुखीसमस्तान्प्रणतान्सुरान् ॥२८॥

ટીકાઃ- એ સઘળા દેવતાઓએ સંપૂર્ણ ભકિતથી દેવીને ધૂપ કર્યો. તેથી કરીને દેવી સુમુખી પ્રસન થઇને પોતાને નમેલા દેવો પ્રત્યે આ પ્રમાણે બોલી. ૨૮

॥ देव्युवाच ॥

व्रियतांत्रिदशाःसर्वेयदस्मत्तोभिवांछितं ॥

॥ देवाऊचुः ॥

भगवत्याकृतंसर्वंनाकिंचिदवशिष्यते ॥२९॥

ટીકાઃ દેવી બોલ્યાં કે; હે દેવતાઓ તમો સઘળા જેની ઇચ્છા હોય તે માગો, હું તમને વરદાન આપવા તૈયાર છું. દેવતા બોલ્યા કે;–અમને તેં સઘળું આપ્યું છે અમારે હવે લગારે બાકી રહયું નથી. ૨૯

यदयंनिहतःशत्रुरस्माकंमहिषासुरः ॥

यदिचापिवरोदेयस्त्वयास्माकंमहेश्वरि ॥३०॥

ટીકાઃ- અમારા શત્રુ મહિષાસુરને તેં મારીને અમારે જે જોઈતું હતું તે તેં આપ્યું છે તેમ છતાં જો તારે વરદાન આપવાની મરજી છે તો હે

દેવી અમે માગીએ છીયે કે;—૩૦

संस्मृतासंस्मृतात्वंनोहिंसेथाःपरमापदः ॥
यश्चमर्त्यःस्तवैरेभिस्त्वांस्तोष्यत्यमलानने ॥३१॥

ટીકાઃ હે દેવી જે વખતે અમે દેવતાઓ તારૂં સ્મરણ કરીયે તે વખત અમારી મોટામાં મોટી આપત્તિ પણ તું નાશ કરી નાંખ. હે નિર્મળ મોઢાવાળી દેવી, જે કોઈ તારૂં આ સ્તોત્રથી સ્તવન કરે તેને—૩૧

तस्यवित्तर्धिविभवैर्धनदारादिसंपदां ॥
वृद्धयेस्मत्प्रसन्नात्वंभवेथाःसर्वदांबिके ॥३२॥

ટીકાઃ- તેનાં જ્ઞાન, વિભવ, ધન, દારા એ વગેરે સંપત્તિને વિષે વૃદ્ધિ કર. અને સર્વદા તેઓના પર જેમ અમારા ઉપર છું તેમ, પ્રસન્ન રહે. ૩૨

॥ ऋषिउवाच ॥

इतिप्रसादितादेवैर्जगतोर्थेतथात्मनः ॥
तथेत्युक्त्वाभद्रकालीबभूवांतर्हितान्नृप ॥३३॥

ટીકાઃ- ઋષિ બોલ્યા કે, એ પ્રમાણે દેવો જગતના અને પોતાના હીતને અરથે દેવીની સ્તુતિ કરી તેને રાજી કરી. તે ભદ્રકાળી બોલી કે 'તથાસ્તુ' એમ કહી તે અંતર્ધાન થઈ ગયાં. ૩૩

इत्येतत्कथितंभुपसंभुतासायथापुरा ॥
देवीदेवशरीरेभ्योजगत्त्रयहितैषिणी ॥३४॥

ટીકાઃ હે સુરથ રાજા એ પ્રમાણે દેવી દેવતાઓના શરીરમાંથી નીકળેલા તેજનાં શી રીતે ત્રૈલોક્યના હીતને અર્થે ઉત્પન્ન થયાં એ મેં તને કથા કહી સંભળાવી. ૩૪

पुनश्चगौरीदेहात्सासमुद्भूतायथाभवत् ॥

वधायदुष्टदैत्यानांतथाशुंभनिशुंभयोः ॥३५॥

ટીકાઃ- એ દેવી ફરી દુષ્ટ દૈત્ય શુંભ નિશુંભને મારી નાખવા સારૂ ગૌરી દેહમાંથી ઉત્પન થઈ. ૩૫

रक्षणायचलोकानांदेवानामुपकारिणी ॥
तच्छृणुष्वमयाख्यातंयथावत्कथयामिते ॥३६॥

ટીકાઃ-એ દેવી ઉત્પન્ન થયાં તેનું કારણ એજ કે લોકોનું રક્ષણ કરવું અને દેવતાનો ઉપકાર કરવો. એની કથા હું તને કહું છું તે હે સુરથ રાજા તું સાંભળ. ૩૬

इतिमार्कण्डेयपुराणेसावर्णिकेमन्वंतरेदेवीमहात्म्ये
शक्रादिस्तुतिर्नामचतुर्थोऽध्यायः ॥४॥

ટીકાઃ-એ પ્રમાણે માર્કંડેય પુરાણનો સાવર્ણી મન્વંતરમાં બનવાનો શક્રાદિ સ્તુતિ નામનો ચોથો અધ્યાય પુરો થયો. ૪

॥ श्रीगणपतिर्जयति ॥

उत्तमचरितस्यरुद्रऋषिः ॥ महासरस्वतीदेवता ॥ अनुष्टुपूछंदः ॥ भीमाशक्तिः ॥ भ्रामरीबीजं ॥ सूर्यस्तत्वं ॥ सामवेदःस्वरूपं ॥ महासरस्वतीप्रीत्यर्थंउत्तमचरितजपेविनियोगः ॥ ध्यानं ॥ घंटाशूलहलानिशंखमुसलेचक्रंधनुः सायकंहस्ताब्जैर्दधतींघना-

न्ताविलसच्छीतांशुतुल्यप्रभां ॥ गौरीदेहसमुद्भवा त्रिनयनामाधारभूतां महापूर्वामत्र सरस्वतीमनुभजेच्छुंभादिदैत्यार्दिनीम् ॥ ॥

॥ ऋषिरुवाच ॥

पुराशुंभनिशुंभाभ्यामसुराभ्यांशचीपतेः ॥
त्रैलोक्यंयज्ञभागाश्चहृतामदबलाश्रयात् ॥१॥

ટીકાઃ-પહેલાં શુંભ અને નિશુંભ એ બે અસુર ભાઇઓ ઉત્પન્ન થયા તેમણે શચિપતિ ઇંદ્રની પાસેથી ત્રૈલોકય અને યજ્ઞ ભાગ હરી લીધા કેમકે તેઓ ઘણા બળવાન અને મદોન્મત્ત હતા. ૧

तावेवसूर्यतांतद्वदधिकारंतथैंदवं ॥
कौबेरमथयाम्यंचचक्रातेवरुणस्यच ॥२॥

ટીકાઃ-એ બે ભાઇએ સૂર્ય દેવતાનો અધિકાર લઈ લીધો અને ચંદ્ર, કુબેર, યમ, તથા વરૂણ એ દેવતાઓના પણ અધિકાર લઇ લીધા. ૨

तावेवपवनर्द्धिंचचक्रतुर्वह्निकर्मच ॥
ततोदेवाविनिर्धूताभ्रष्टराज्याःपराजिताः ॥३॥

ટીકાઃ-પવનની ઋદ્ધિ અને વન્હી દેવનું કર્મ તેણે લઇ લીધું, તેથી દેવતાઓ હાર્યા ને રાજ્યભ્રષ્ટ થયા. ૩

हृताधिकारास्त्रिदशास्ताभ्यांसर्वैनिराकृताः ॥
महासुराभ्यांतांदेवींसंस्मरंत्यपराजिताम् ॥४॥

ટીકાઃ-એ બે મહા અસુરોએ દેવતાઓનો અધિકાર લેઈ લીધો અને તેમને દેવલોકમાંથી હાંકી કહાડયા તેથી તે દેવતાઓ અપરાજીત-કોઇથી નહિ જીતાયલી એવી-દેવીનું સ્મરણ કરવા લાગ્યા કે—૪.

तयास्मकंवरोदत्तोयथापत्सुस्मृताखिलाः ॥
भवतांनाशयिष्यामितत्क्षणात्परमापदः ॥५॥

ટીકાઃ-હે દેવી તેં અમને વરદાન આપ્યું છે કે જ્યારે જ્યારે તમે મારૂં સ્મરણ કરશો તે વખતે હું આવીને તમારી મોટામાં મોટી આપત્તિ પણ તત્ક્ષણ નાશ કરીશ. ૫

इतिकृत्वामतिंदेवाहिमवन्तंनगेश्वरं ॥
जग्मुस्तत्रततोदेवींविष्णुमायांप्रतुष्टुवुः ॥६॥

ટીકાઃ-એ પ્રમાણે વિચાર કરીને સઘળા દેવતા નગેશ્વર એટલે પર્વતોના રાજા હીમાચળ પર્વત પાસે ગયા. વિષ્ણુમાયા દેવીનું સ્થાન તે પર્વતમાં છે માટે ત્યાં જઇ તેની સ્તુતિ કરવા લાગ્યા. ૬

॥ देवाऊचुः ॥ नमोदेव्यैमहादेव्यैशिवयैसततंनमः ॥
नमःप्रकृत्यैभद्रायैनियताःप्रणताःस्मतां ॥७॥

ટીકાઃ-દેવતાઓ બોલ્યા કે, અમે દેવીને નમીએ છીએ, અમે મહાદેવી ને શિવાને હમેશાં નમીએ છીએ. પ્રકૃતિ ને નમસ્કાર ભદ્રાને અમે સઘળા દંડવત્ પ્રણામ કરીએ છીએ. ૭

रौद्रायैनमोनित्यायैगौर्यैधात्र्यैनमोनमः ॥
ज्योत्स्नायैचेंदुरूपिण्यैसुखायैसततंनमः ॥८॥

ટીકાઃ-રૌદ્ર દેવીને નમસ્કાર, નિત્યા દેવીને, ગૌરી દેવીને અને ધાત્રી દેવીને અમે નમીએ છીયે, જ્યોત્સના, ઇંદુ રૂપીણી અને સુખા એ દેવીઓને હમેશાં નમસ્કાર કરીએ છીએ. ૮

कल्याण्यैप्रणतांवृध्द्यैसिध्द्यैकुर्मोनमोनमः ॥
नैर्ऋत्यैभूभृतांलक्ष्म्यैशर्वाण्यैतेनमोनमः ॥९॥

ટીકાઃ- કલ્યાણ કરનારી દેવીને નમસ્કાર નમન કરનારની સિદ્ધી-

ની વૃદ્ધિ કરનાર દેવીને નમસ્કાર. કુર્મા (એટલે કાચબાના અવતારવાળી).ને નમસ્કાર. નરૂત્યા દેવીને નમસ્કાર લક્ષ્મી અને શર્વાણી દેવીને અમે નમીયેં છીયે. ૯

दुर्गायैदुर्गपरायैसारायैसर्वकारिण्यै ॥
ख्यात्यैतथैवकृष्णायैधूम्रायैसततंनमः ॥१०॥

ટીકાઃ- દુર્ગા, દુર્ગપારા, સારા, અને સર્વ કારિણી એ દેવીઓને નમસ્કાર. તેમજ કૃષ્ણા અને ધુમ્રા દેવીને હમેશાં નમીયે છીયે. ૧૦

अतिसौम्यातिरौद्रायैनतस्तस्यैनमोनमः ॥
नमोजगत्प्रतिष्ठायैदेव्यैकृत्यैनमोनमः ॥११॥

ટીકાઃ અતિ સૌમ્યા, અતિ રૌદ્રા, એ દેવીઓને અમે બે વાર નમીયે છીયે. જગત્પ્રતિષ્ટા, દેવી અને કૃતિ એ ત્રણને ત્રણ વાર નમીયે છીયે. ૧૧

यादेवीसर्वभूतेषुविष्णुमायेतिशब्दिता ॥
नमस्तस्यैनमस्तस्यैनमस्तस्यैनमोनमः ॥१२॥

ટીકાઃ-જે દેવી સર્વ પ્રાણી માત્રને વિષે વિષ્ણુની માયા એ નામથી વ્યાપી રહી છે તેને અમે પાંચ વાર નમસ્કાર કરીયે છીયે. ૧૨

यादेवीसर्वभूतेषुचेतनेत्यभिधीयते ॥
नमस्तस्यैनमस्तस्यैनमस्तस्यैनमोनमः ॥१३॥

ટીકાઃ-જે દેવી સર્વ પ્રાણી માત્રમાં ચેતના રૂપે વ્યાપ્ત છે તેને અમે પાંચવાર—૧૩

यादेवीसर्वभूतेषुबुद्धिरूपेणसंस्थिता ॥
नमस्तस्यैनमस्तस्यैनमस्तस्यैनमोनमः ॥१४॥

ટીકાઃ-જે દેવી સર્વ ભુત માત્રમાં બુદ્ધિ રૂપે સ્થાન કરી રહી છે તેને અમે—૧૪

यादेवीसर्वभूतेषुनिद्रारूपेणसंस्थिता ॥
नमस्तस्यैनमस्तस्यैनमस्तस्यैनमोनमः ॥१५॥

ટીકાઃ જે દેવી સર્વ પ્રાણી માત્રમાં નિ ા રૂપે સ્થાન કરી રહી છે તેને અમે—૧૫

यादेवीसर्वभूतेषुक्षुधारूपेणसंस्थिता ॥
नमस्तस्यैनमस्तस्यैनमस्तस्यैनमोनमः ॥१६॥

ટીકાઃ જે દેવી સર્વ પ્રાણી માત્રમાં ક્ષુધા રૂપે સ્થાન કરી રહેલી છે તેને અમે—૧૬

यादेवीसर्वभूतेषुच्छायारूपेणसंस्थिता ॥
नमस्तस्यैनमस्तस्यैनमस्तस्यैनमोनमः ॥१७॥

ટીકાઃ જે દેવી સર્વ પ્રાણી માત્રમાં છાયારૂપે વાસો કરી રહેલી છે તેને અમે-૧૭

यादेवीसर्वभूतेषुशक्तिरूपेणसंस्थिता ॥
नमस्तस्यैनमस्तस्यैनमस्तस्यैनमोनमः ॥१८॥

ટીકાઃ જે દેવી સર્વ પ્રાણી માત્રમાં શકિત રૂપે સ્થાન કરી રહેલી છે તેને અમે—૧૮

यादेवीसर्वभूतेषुतृष्णारूपेणसंस्थिता ॥
नमस्तस्यैनमस्तस्यैनमस्तस्यैनमोनमः ॥१९॥

ટીકાઃ જે દેવી સર્વ પ્રાણી માત્રમાં તૃષ્ણા રૂપે સ્થાન કરી રહેલી છે તેને અમે—૧૯

यादेवीसर्वभूतेषुक्षातिरूपेणसंस्थिता ॥
नमस्तस्यैनमस्तस्यैनमस्तस्यैनमोनमः ॥२०॥

ટીકાઃ જે દેવી સર્વ પ્રાણી માત્રમાં ક્ષાંતિ (ક્ષમા) રૂપે વ્યાપી રહ્યાં છે

તે દેવીને અમે—૨૦

यादेवीसर्वभूतेषुजातिरूपेणसंस्थिता ॥

नमस्तस्यैनमस्तस्यैनमस्तस्यैनमोनमः ॥२१॥

ટીકાઃ-જે દેવી સર્વ પ્રાણી માત્રમાં જાતિ રૂપે વસી રહ્યાં છે તે દેવી-ને અમે—૨૧

यादेवीसर्वभूतेषुलज्जारूपेणसंस्थिता ॥

नमस्तस्यैनमस्तस्यैनमस्तस्यैनमोनमः ॥२२॥

ટીકાઃ-જે દેવી સર્વ પ્રાણી માત્રમાં લજ્જા રૂપે વસી રહ્યાં છે તેને અમે—૨૨

यादेवीसर्वभूतेषुशांतिरूपेणसंस्थिता ॥

नमस्तस्यैनमस्तस्यैनमस्तस्यैनमोनमः ॥२३॥

ટીકાઃ-જે દેવી સર્વ ભૂતોમાં શાંતિ રૂપે વસી રહ્યાં છે તેને અમે-૨૩

यादेवीसर्वभूतेषुश्रद्धारूपेणसंस्थिता ॥

नमस्तस्यै ॥ नमस्तस्यैनमस्तस्यैनमोनमः ॥२४॥

ટીકાઃ-જે દેવી સર્વ પ્રાણી માત્રમાં શ્રદ્ધારૂપે વ્યાપ્ત રહ્યાં છે તેને અમે—૨૪

यादेवीसर्वभूतेषुकांतिरूपेणसंस्थिता ॥

नमस्तस्यैनमस्तस्यै ॥ नमस्तस्यैनमोनमः ॥२५॥

ટીકાઃ-જે દેવી સર્વ ભૂત પ્રાણીમાં કાંતિ રૂપે સ્થાન કરી રહ્યાં છે તેને અમે-૨૫

यादेवीसर्वभूतेषुलक्ष्मीरूपेणसंस्थिता ॥

नमस्तस्यैनमस्तस्यैनमस्तस्यैनमोनमः ॥२६॥

ટીકાઃ-જે દેવી સર્વ પ્રાણી માત્રમાં લક્ષ્મીરૂપે વસી રહ્યાં છે તેને અમે—૨૬

यादेवीसर्वभूतेषुवृत्तिरूपेणसंस्थिता ॥
नमस्तस्यैनमस्तस्यैनमस्तस्यैनमोनमः ॥२७॥

ટીકાઃ-જે દેવી સર્વ ભૂતોમાં વૃત્તિરૂપે સ્થાન કરી રહ્યાં છે તેને અમે—૨૭

यादेवीसर्वभूतेषुस्मृतिरूपेणसंस्थिता ॥
नमस्तस्यैनमस्तस्यैनमस्तस्यैनमोनमः ॥२८॥

ટીકાઃ-જે દેવી સર્વ પ્રાણી માત્રમાં સ્મૃતિરૂપે સ્થાન કરી રહ્યાં છે તેને અમે—૨૮

यादेवीसर्वभुतेषुदयारूपेणसंस्थिता ॥
नमस्तस्यैनमस्तस्यैनमस्तस्यैनमोनमः ॥२९॥

ટીકાઃ-જે દેવી સર્વ પ્રાણી માત્રમાં દયારૂપે સ્થાન કરી રહ્યાં છે તેને અમે—૨૯

यादेवीसर्वभूतेषुतुष्टिरूपेणसंस्थिता ॥
नमस्तस्यैनमस्तस्यैनमस्तस्यैनमोनमः ॥३०॥

ટીકાઃ-જે દેવી સર્વ પ્રાણી માત્રમાં તુષ્ટીરૂપે વ્યાપી રહ્યાં છે તેને અમે—૩૦

यादेवीसर्वभूतेषुमातृरूपेणसंस्थिता ॥
नमस्तस्यैनमस्तस्यैनमस्तस्यैनमोनमः ॥३१॥

ટીકાઃ-જે સકળ પ્રાણી માત્રમાં માતારૂપે વસી રહ્યાં છે તેને અમે-૩૧

यादेवीसर्वभूतेषुभ्रांतिरूपेणसंस्थिता ॥

नमस्तस्यैनमस्तस्यैनमस्तस्यैनमोनमः ॥३२॥

ટીકાઃ-જે દેવી સર્વ પ્રાણી માત્રમાં ભ્રાંતિરૂપે વસી રહ્યાં છે તેને—૩૨

इंद्रियाणामधिष्ठात्रीभूतानांचाखिलेषुया ॥

भूतेषुसततंतस्यैव्याप्त्यैदेव्यैनमोनमः ॥३३॥

ટીકાઃ-સર્વ પ્રાણી માત્રની ઇંદ્રીઓની અધિષ્ઠાત્રી દેવીને નમસ્કાર. જે સર્વ પ્રાણી માત્રમાં હમેશાં વ્યાપેલી છે એવી દેવીને બે વાર નમસ્કાર કરીયે છીયે. ૩૩

चितिरूपेणयाकृत्स्नमेतद्व्याप्यस्थिताजगत् ॥

नमस्तस्यैनमस्तस्यैनमस्तस्यैनमोनमः ॥३४॥

ટીકાઃ-જે દેવી ચિતિ (એટલે જ્ઞાન) રૂપે સર્વ વિશ્વમાં વ્યાપી રહયાં છે તે દેવીને અમે પાંચવાર નમસ્કાર કરીયે છીયે. ૩૪

स्तुतासुरैःपूर्वमभीष्टसंश्रयात्तथासुरेंद्रेणदिनेषूसेविता ॥ करोतुसानःशुभहेतुरीश्वरीशुभानिभद्राण्यभिहन्तुचापदः ॥३५॥

ટીકાઃ-હે દેવી પૂર્વે તમારી સ્તુતિ બ્રહ્માદિ દેવ કરવાથી તેમનાં દુઃખ તમે ટાળ્યાં છે. પોતાનું ઇચ્છેલું ફળ પ્રાપ્ત કરવાની આશાએ સુરેંદ્રે (દેવતાઓના ઇંદ્રે) પણ તારી દરરોજ સેવા કરી છે. હે ઇશ્વરી તમે અમને શુભ હેતુરૂપ થાળ, અમારૂં શુભ કરો, અમારૂં કલ્યાણ કરો અને અમારાં સઘળાં દુઃખ નાશ કરો. ૩૫

यासांप्रतंचोद्धतदैत्यतापितैरस्माभिरीशाचसुरैर्नमस्यते ॥ याचस्मृतातत्क्षणमेवहंतिनःसर्वापदोभक्तिविनम्रमूर्तिभिः ॥३६॥

ટીકાઃ-હે દેવી હમણાં અમે દૈત્યોથી બહુ દુઃખ પામીએછીયે. અમે

એ ઉદ્ધત દૈત્યોથી દુઃખ પામેલા તને નમીએ છીયે. હે દેવી અમે વો ભકિતપૂર્વક નમ્ર થઇને તને નમીએ છીયે તું અમારાં દુઃખો તત્ક્ષણ કાપી નાંખ્ય. ૩૬

॥ ऋषिरुवाच ॥

एवंस्तवादियुक्तानांदेवानांतत्रपार्वति ॥
स्नातुमभ्याययौतोयेजाह्नव्यानृपनंदन ॥३७॥

ટીકાઃ-રૂષિ બોલ્યા કે હે નૃપનંદન સુરથ; દેવતાઓએ એ પ્રમાણે પાર્વતી દેવીની સ્તુતિ કરી એટલે તે જાન્હવી (ગંગા નદી) ના જળમાં નહાવા માટે ગઈ. ૩૭

साब्रवीत्तान्सुरान्सुभ्रूर्भवद्भिःस्तूयतेत्रका ॥
शरीरकोशतश्चास्याःसमुद्भुताब्रवीच्छिवा ॥३८॥

ટીકાઃ-તે દેવી પોતાના સુંદર વદનથી દેવતાઓ પ્રત્યે બોલી કે તમે કોની સ્તુતિ કરો ? એ વખતે એ દેવીના શરીરમાંથી શિવા દેવી ઉત્પન્ન થઈ અને તે બોલતી હવી. ૩૮

स्तोत्रंममैतत्क्रियतेशुंभदैत्यनिराकृतैः ॥
देवैःसमेतैःसमरेनिशुंभेनपराजितैः ॥३९॥

ટીકાઃ-તે શીવા દેવી બોલી કે, અસુર શુંભે જેઓને સ્વર્ગની બહાર કાઢી મૂકયા છે એવા તથા જેઓને નિશુંભે હરાવ્યા છે એવા દેવતાઓએ મળીને અમારૂં સ્તોત્ર (એટલે સ્તુતિના શ્લોક) કહ્યું છે. ૩૯

शरीरकोशाद्यत्तस्याःपार्वत्यानिःसृतांबिका ॥
कौशिकीतिसमस्तेषुततोलोकेषुगीयते ॥४०॥

ટીકાઃ—પાર્વતીના શરીરમાંથી અંબિકા નીકળી તે માટે તે જગતમાં કૌશિકી કહેવાય છે. ૪૦

तस्यांविनिर्गतायांतुकृष्णाभूत्सापिपार्वति ॥

कालिकेतिसमाख्याताहिमाचलकृताश्रया ॥४१॥

ટીકાઃ—પાર્વતીના શરીરમાંથી ગોરા શરીરવાળાં અંબિકા નીકળ્યાં તેથી તે (પાર્વતી) કાળાં થઇ ગયાં. માટે જગતમાં તેમનું નામ કાલિકા એટલે કાળકામાતા એવું પડ્યું અને હિમાચળ પર્વતપર જઇને વસ્યાં. ૪૧

ततोंबिकांपरंरूपंबिभ्राणांसुमनोहरं ॥
ददर्शचण्डोमुण्डश्चभृत्यौशुंभनिशुंभयोः ॥४२॥

ટીકાઃ-એ અંબિકા દેવીનું રૂપ બહુજ શોભાયમાન અને અતિ મનોહર હતું તેમને અસુરના રાજા શુંભ અને નિશુંભના બે ચાકરો નામે ચંડ તથા મુંડે દીઠાં. ૪૨

ताभ्यांशुंभायचाख्याताअतीवसुमनोहरा ॥
काप्यास्तेस्त्रीमहाराजभासयंतीहिमाचलं ॥४३॥

ટીકાઃ એ બે ચાકરોએ જઇને પોતાના રાજા શુંભ નિશુંભને કહ્યું કે, હે મહારાજ હિમાચળ પર્વતપર કોઇ સ્ત્રી આવીને બેઠેલી છે તે બહુજ સુંદર અને મન મોહિત થઇ જાય એવી છે. ૪૩

नैवतादृक्क्वचिद्रूपंदृष्टंकेनचिदुत्तमं ॥
ज्ञायतांकाप्यसौदेवीगृह्यतांचासुरेश्वर ॥४४॥

ટીકાઃ-અમે કોઇ દહાડો બાપ જન્મારેય એવું રૂપ દીઠું નથી. તેનું રૂપ ઉત્તમ અને અલૌકિક છે હે દૈત્યના રાજા, તમે જાવ, અને જુઓ કે તે કોણ છે ? અને પછી તે દેવીને પરણો. ૪૪

स्त्रीरत्नमतिचार्वंगीद्योतयंतीदिशस्त्विषा ॥
सातुतिष्ठतिदैत्येंद्रतांभवान्द्रष्टुमर्हति ॥४५॥

ટીકાઃ-એ બાયડી સ્ત્રીઓમાં રત્ન છે અને તે રૂપવંત (ચારૂ અંગો) છે. એનું રૂપ કે તેજ એટલું છે કે દશે દિશાઓ તેના તેજથી પ્રકાશવા

લાગી છે. એ હમણાં હિમાચળ પર્વતપર બેઠેલી છે. હે દૈત્યેંદ્ર—દૈત્યના ઇંદ્રિ, આપે જઇને તેને જોઈ જોઇએ-એ જોવા લાયક છે. ૪૫

यानिरत्नानिमणयोगजाश्वादिनिवैप्रभो ॥
त्रैलोक्येतुसमस्तानिसांप्रतंभांतितेगृहे ॥४६॥

ટીકા: હે પ્રભુ, જે જે રત્ન; મણી, હાથી, ઘોડા આદિ ત્રૈલોકયમાં છે તે બધું આપના ઘરમાં આપે સંપાદન કરેલું છે. ૪૬

ऐरावतःसमानीतोगजरत्नंपुरंदरात् ॥
पारिजाततरुश्चायंतथैवोच्चैःश्रवाहयः ॥४७॥

ટીકા:-હે દૈત્યેંદ્ર, આપે પુરંદર (ઇંદ્ર) પાસેથી ગજ રત્ન-હાથીઓ-માં રત્ન જેવો હાથી ઐરાવત અને પારિજાતનું ઝાડ તથા ઉચ્ચૈઃશ્રવા નામનો ઘોડો આપે લેઈ લીધો છે. ૪૭

विमानंहंससंयुक्तमेतत्तिष्ठाततेऽगणे ॥
रत्नभूतमिहानीतंयदासीद्वेधसोद्भुतं ॥४८॥

ટીકા:-બ્રહ્મા પાસેથી રત્નજડિત, હંસ સંયુકત વિમાન આણીને, હે દૈત્યેંદ્ર; આપે પોતાના આંગણામાં ઉભું રાખ્યું છે. ૪૮

निधिरेषमहापद्मःसमानीतोधनेश्वरात् ॥
किंजल्किनींददौचाब्धिर्मालामम्लानपंकजां॥४९॥

ટીકા:-ધનેશ્વર કુબેર ભંડારી પાસેથી તું મહાપદ્મ નિધિ લાવ્યો છું અને સાગર (આબ્ધિ) પાસેથી કરમાય નહિ એવાં પંકજની (કમળની) માળા જેનું નામ કિંજલ્કીની છે તે આપ લાવ્યા છો. ૪૯

छत्रंतेवारुणंगेहेकांचनस्रावितिष्ठति ॥
तथाऽयंस्यंदनवरोयःपुरासीत्प्रजापतेः ॥५०॥

ટીકા:-વરૂણનું કાંચન સ્રાવી છત્ર (સોનાનો વરસાદ વરસાવે એવી

છત્રી) આપને ઘેર આવીને ઉભું રહ્યું છે. પ્રજાપતિ પહેલાં જે રથમાં બેસતો હતો તે હાલ આપના કબજામાં છે. ૫૦

**मृत्योरुत्क्रांतिदानामशक्तिरीशत्वयाहृता ॥**
**पाशःसलिलराजस्यभ्रातुस्तवपरिग्रहे ॥५१॥**

ટીકાઃ-હે ઇશ્વર, આપે મૃત્યુની ઉત્ક્રાંતિદા નામની શકતી લઈ લીધી છે અને આપના ભાઇએ જળરાજાનો (વરૂણનો) ફાંસો (પાશ) ખુંચવી લીધો છે. ૫૧

**निशुंभस्याऽब्धिजाताश्चसमस्तारत्नजातयः ॥**
**वह्निरपिददौतुभ्यमग्निशौचेचवाससी ॥५२॥**

ટીકાઃ નિશુંભે સમુદ્રમાં જેટલાં ઉત્પન્ન થાય છે એટલાં બધાં રત્નો મેળવ્યાં છે. અને અગ્નિ દેવતાએ આગમાં બળે નહિ એવાં બે સુંદર વસ્ત્ર આપને આપ્યાં છે. ૫૨

**एवंदैत्येंद्ररत्नानिसमस्तान्याहृतानिते ॥**
**स्त्रीरत्नमेषाकल्याणीत्वयाकस्मान्नगृह्यते ॥५३॥**

ટીકાઃ-એ પ્રમાણે, હે દૈત્યેંદ્ર, આપે સઘળાં રત્નો મેળવ્યાં છે તો હવે શા માટે આ કલ્યાણકારક સ્ત્રીરત્ન જે હિમાચળપર છે તેને મેળવતા નથી ? ૫૩

## ॥ ऋषिरुवाच ॥

**निशम्येतिवचःशुंभःसतदाचण्डमुंडयोः ॥**
**प्रेषयामाससुग्रीवंदूतंदेव्यामहासुरं ॥५४॥**

ટીકાઃ-ૠષિ કહે છે કે., આ પ્રમાણે ચંડ અને મુંડ એ બે દૈત્યોએ જે કહ્યું તે શુંભે સાંભળીને તરત પોતાનો દૂત સુગ્રીવ એ નામનો મોટો અસુર હતો તેને દેવીના તરફ મોકલવા ઇચ્છા કરી. ૫૪

इतिचेतिचवक्तव्यासागत्वावचनान्मम ॥
यथाचाभ्येतिसंप्रीत्यातथाकार्यंत्वयालघु ॥५५॥

ટીકાઃ-એ અસુરને શુંભે એવું કહ્યું કે જેમ તેમ કરીને, જલદી જઇ, તે દેવીને જલદી પ્રીતિનાં વચનથી સમજાવી અહીં લાવ ઢીલ ન કર.૫૫.

सतत्रगत्वायत्रास्तेशैलोद्देशोतिशोभने ॥
सादेवींतांततःप्राहश्लक्ष्णंमधुरयागिरा ॥५६॥

ટીકાઃ તે સુગ્રીવ દુત જ્યાં દેવી સુશોભિત શિલાપર બેઠેલી છે ત્યાં જઇને મધુર વાણીથી આ પ્રમાણે બોલવા લાગ્યો. ૫૬

॥दूतउवाच ॥देविदैत्येश्वरःशुंभस्त्रैलोक्येपरमेश्वरः ॥
दूतोहंप्रेषितस्तेनत्वत्सकाशमिहागतः ॥५७॥

ટીકાઃ દૂત બોલ્યો કે; હે દેવી દૈત્યેશ્વર શુંભ જે ત્રણે લોકનો પરમેશ્વર છે તેનો પ્રેરેલો એટલે મોકલેલો દૂત હું આપની પાસે અહીં આવેલોછું. ૫૭

अव्याहताज्ञःसर्वासुयःसदादेवयोनिषु ॥
निर्जिताखिलदैत्यारिस्सयदाहश्रृणुष्वतत् ॥५८॥

ટીકાઃ-સઘળા દેવલોકમાંથી કોઇપણ જેના આજ્ઞા ઓળંગી શકતું નથી એવા અને જેણે દૈત્યના સઘળા દુશ્મનોને જીત્યા છે એવા શુંભ રાજાની તરફથી હું સંદેશો લઇને આવ્યોછું એમણે કહાવ્યુંછે તે આપ સાંભળો. ૫૮

ममत्रैलोक्यमखिलंममदेवावशानुगाः ॥
यज्ञभागानहंसर्वानुपाश्नामिपृथक्पृथक् ॥५९॥

ટીકાઃ-સ્વર્ગ, મૃત્યુ ને પાતાળ એ ત્રણ લોક મારે આધિન છે સઘળા દેવો મારે વશ પડયા છે ને મારા કહ્યા પ્રમાણે ચાલે છે જગતમાંના જૂદા જૂદા સઘળા યજ્ઞ ભાગો હુંજ ભોગવુંછું. ૫૯

त्रैलोक्येवररत्नानिममवश्यान्यशेषतः ॥
तथैवगजरत्नंचहृतंदेवेंद्रवाहनं ॥६०॥

ટીકાઃ-ત્રણે લોકના શ્રેષ્ટ રત્નો મારા કબજામાં પડેલાં છે તથા ગજ રત્ન ઐરાવત નામનો હાથી-જે પર-ઇંદ્ર બેસે છે તે-પણ હું મારે ઘેર લાવ્યોછું. ૬૦

क्षीरोदमथनोद्भुतमश्वरत्नंममामरैः ॥
उच्चैःश्रवससंज्ञंतत्प्राणिपत्यसमर्पितं ॥६१॥

ટીકાઃ-દેવતાઓએ ખીર સમુદ્રનું મથન કર્યું તે વખત તેમાંથી અશ્વરત્ન, ઉચ્ચૈઃશ્રવા નામનો ઘોડો નીકળ્યો તે પણ દેવતાઓએ નીચે પડી નમન કરીને મને આપ્યોછે. ૬૧

यानिचान्यानिदेवेषुगंधर्वेषूरगेषुच ॥
रत्नभूतानिभूतानितानिमय्येवशोभने ॥६२॥

ટીકાઃ-દેવો, ગંધર્વો, અને ઉરગોની પાસે જે જે રત્નો હતાં તે બધાં રત્નો મારા ભંડારમાં શોભા પામે છે. ૬૨

स्त्रीरत्नभूतांत्वांदेविलोकेमन्यामहेवयं ॥
सात्वमस्मानुपागच्छयतोरत्नभुजोवयं ॥६३॥

ટીકાઃ-હે દેવી અમે તને ત્રૈલોકયમાં સ્ત્રીરત્ન માનીએ છીએ તેટલા માટે રત્ન ભોગવનારા એવા જે અમે તેઓની પાસે તું આવ. ૬૩

मांवाममानुजंवापिनिशुंभमुरुविक्रमम् ॥
भजत्वंचंचलापांगिरत्नभूतासवैयतः ॥६४॥

ટીકાઃ-હે ચંચળા પાંગિ, હે રત્ન અમે તારાજ નામનું ભજન કરીએ છીએ મને અથવા મારા પરાક્રમી નાના ભાઇ નિશુંભને આવીને પરણ. ૬૪

परमैश्वर्यमतुलंप्राप्स्यसेमत्परिग्रहात ॥
एतद्बुध्ध्यासमालोक्यमत्परिग्रहतांव्रज ॥६५॥

ટીકાઃ-મને પરણશે તો તને અતુલ, પરમ, ઐશ્વર્ય મળશે, એ બાબતનો મનમાં વિચાર કરીને જલદી મારે ઘેર આવીને મને પરણ. ૬૫

॥ ऋषिरुवाच ॥

इत्युक्तासातदादेवीगंभीरांतःस्मिताजगौ ॥
दुर्गाभवतीभद्राययेदंधार्यतेजगत् ॥६६॥

ટીકા ઋષી બોલ્યા કે, એ સુગ્રીવ દુતનાં એવાં વચન સાંભળીને તે ભગવતી દુર્ગા, ભદ્રા દેવી-જેણે આ સર્વ જગત ધારણ કરેલું છે તેમને ગંભીર સહવર્તમાન જરા હસવું આવ્યું અને દુતને કહેવા લાગ્યાં કે;—૬૬

॥ देव्युवाच ॥

सत्यमुक्तंत्वयानात्रमिथ्याकिंचित्त्वयोदितम् ॥
त्रैलोक्याधिपतिःशुंभोनिशुंभश्चापितादृशः॥६७॥

ટીકાઃ-દેવી બોલ્યાં કે;—હે દુત, તેં જે બધું કહ્યું તે સત્ય કહ્યું છે તેમાં જરા પણ જુઠું નથી સ્વર્ગ, મૃત્યુ ને પાતાળ એ ત્રણે લોકના અધિપતિ શુંભ છે અને તેનો ભાઈ નિશુંભ પણ તેના જેવોજ બળવાન છે. ૬૭

किंत्वत्रयत्प्रतिज्ञातंमिथ्यातत्क्रियतेकथं ॥
श्रूयतामल्पबुद्धित्वात्प्रतिज्ञायाकृतापुरा ॥६८॥

ટીકાઃ એ બધી વાત ખરી પણ મેં અલ્પ બુદ્ધિયે જે પહેલાં પ્રતિજ્ઞા કરી છે તે કેમ કરીને મિથ્યા થાય? એ પ્રતિજ્ઞા આ, છે તે તું સાંભળ.૬૮

योमांजयतिसंग्रामेयोमेदर्पंव्यपोहति ॥

योमेप्रतिबलोलोकेसमेभर्ताभविष्यति ॥६९॥

ટીકાઃ જે મને લડાઈમાં જીતે અને મારા અભિમાન ઉતારે તથા જે મારાથી લોકમાં વધારે બળવાન કહેવાય તેને હું પરણું અને તે મારો ધણી થાય. ૬૯

तदागच्छतुशुंभोत्रनिशुंभोवामहासुरः ॥
मांजित्वाकिंचिरेणात्रपाणिंगृह्णातुमेलघु ॥७०॥

ટીકાઃ-તેટલા માટે જો શુંભ અથવા નિશુંભ એ બેમાંથી કોઈ પણ મહા અસુર આવીને મને જીતે તો તરત હું તેનો હાથ ઝાલી પરણીશ. માટે તત્કાળ જા, ને તેને કહે ૭૦.

॥ दूतउवाच ॥

अवलिप्तासिमैवंत्वंदेविब्रूहिममाग्रतः ॥
त्रैलोक्येकःपुमांस्तिष्ठेदग्रेशुंभनिशुंभयोः ॥७१॥

ટીકાઃ-દુત બોલ્યો કે;—હે દેવી મારા આગળ તું આવું કેમ બોલે છે. ત્રણે લોકમાં એવો કોઈ માણસ નથી કે જે શુંભ નિશુંભની આગળ આવીને ઉભો રહે. ૭૧

अन्येषामपिदैत्यानांसर्वेदेवानवैयुधि ॥
तिष्ठंतिसंमुखेदेविकिंपुनःस्त्रीत्वमेकिका ॥७२॥

ટીકાઃ-શુંભ નિશુંભની આગળ તો શું, પણ બીજા દૈત્યોની આગળ પણ સઘળા દેવતાઓ ઉભા રહેવાને અશક્ત છે. તો તું એક સ્ત્રી શા લેખામાં ? તું એકલી બાયડી તેની સન્મુખ કેમ ઉભી રહીશ. ૭૨

इन्द्राद्यास्सकलादेवास्तस्थुर्येषांनसंयुगे ॥
शुंभादीनांकथंतेषांस्त्रीप्रयास्यसिसंमुखं ॥७३॥

ટીકાઃ-ઈંદ્ર વગેરે બધા દેવતાઓ તેની સામે ઉભા રહેવાને અશક્ત

છે તો શુંભ નિશુંભની સન્મુખે તમે કઇ રીતે ઉભાં રહેશો ? ૭૩

सात्वंगच्छमयैवोक्तापार्श्वंशुंभनिशुंभयोः ॥
केशाकर्षणनिर्धूतगौरवामागमिष्यसि ॥७४॥

ટીકાઃ માટે હું તમને કહુ છુ કે, શુંભ નિશુંભના પાસે ચાલો નહિ તો ચોટલો પકડી માન ભંગ કરીને લઈજવામાં આવશે. ૭૪

॥ देव्युवाच ॥

एवमेतद्बलीशुंभोनिशुंभश्चातिवीर्यवान् ॥
किंकरोमिप्रतिज्ञामेयदनालोचितापुरा ॥७५॥

ટીકાઃ-દેવી બોલ્યા કે, તે કહ્યું તે ખરી વાત છે પણ હું શું કરૂં ? શુંભ નિશુંભ બળવાન ને વીર્યવાન હોયો છે પણ મેં વગર વિચારે બાળપણમાં પ્રતિજ્ઞા કરીછે તે હું ભાગી શકતી નથી. ૭૫

सत्वंगच्छमयोक्तंतेयदतत्सर्वमादृतः ॥
तदाचक्ष्वासुरेंद्रायसचयुक्तंकरोतुतत् ॥७६॥

ટીકાઃ-માટે સત્વર જા, ઢીલ ન કર અને જઈને મારૂં કહેલું બધું કહે વળી અસુરના ઇંદ્રને કહે કે, જે કરવું ઘટીત હોય તે કરે. ૭૬

॥ इतिमार्कंडेयपुराणेसावर्णिकेमन्वंतरेदेवीमाहात्म्येदेव्यादूतसंवादोनामपंचमोऽध्यायः ॥५॥

એ પ્રમાણે માર્કંડેય પુરાણનો સાવર્ણિક મન્વંતરમાં બનવાનો દેવીના મહાત્મ્ય વિષેનો દેવીના તથા દુતના સંવાદ વિષેનો પાંચમો અધ્યાય પુરો થયો. ૫

॥ श्रीगणपतिर्जयति ॥

॥ ऋषिरुवाच ॥

इत्याकर्ण्यवचोदेव्याःसदूतोमर्षपूरितः ॥
समाचष्टसमागम्यदैत्यराजायविस्तरात् ॥१॥

ટીકાઃ-રૂષિ બોલ્યા કે; દેવીનાં એ પ્રમાણેનાં વચન સાંભળીને તે દૂત ક્રોધે ભરાઇને દૈત્ય રાજાની તરફ આવ્યો અને તેને સઘળી વાત વિસ્તાર પુર્વક કહી સંભળાવી. ૧

तस्यदूतस्यतद्वाक्यमाकर्ण्यासुरराट्ततः ॥
सक्रोधःप्राहदैत्यानामाधिपंधूम्रलोचनं ॥२॥

ટીકાઃ-એ દૂતની વાત સાંભળીને અસુર રાજાને ભારે ક્રોધ ચઢયો અને દૈત્ય સેનાનો સરદાર ધૂમ્રલોચન નામે હતો તેને બોલાવ્યો ને કહેવા માંડયું કે-૨

हेधूम्रलोचनाशुत्वंस्वसैन्यपरिवारितः ॥
तामानयबलाद्दुष्टांकेशाकर्षणविह्वलाम् ॥३॥

ટીકાઃ-હે ધુમ્રલોચન, તારી સકળ દૈત્ય સૈન્યા તૈયાર કરી તેને લેઇ જલદી તે દુષ્ટ બાયડીની પાસે જા અને બળથી તેનો ચોટલો ઝાલી તે દુષ્ટાને પકડીને વિહ્વળ કરી અહિં આણ.૩

तत्परित्राणदःकश्चिद्यदिवोत्तिष्ठतेपरः ॥
सहंतव्योमरोवापियक्षोगंधर्वएववा ॥४॥

ટીકાઃ-કદી બાયડીનું પરિત્રાણ (રક્ષણ) કરનાર દેવ, યક્ષ કે ગંધર્વ તેની પાસે ઉભેલો હોય તો તેને પણ મારી નાખી એ બાયડીને અહીં આણ. ૪

॥ ऋषिरुवाच ॥

तेनाज्ञप्तस्ततःशीघ्रंसदैत्योधूम्रलोचनः ॥
वृतःषष्ट्यासहस्राणामसुराणांद्रुतंययौ ॥५॥

ટીકાઃ-ઋષિ બોલ્યા ;-પોતાના રાજાની આજ્ઞા પામીને તે દૈત્ય ધુમ્રલોચન તરત સાઠ હજાર અસુરોનું સૈન્ય લેઈ દેવી ભણી ચાલ્યો. ૫

सदृष्ट्वातांततोदेवींतुहिनाचलमंस्थितां ॥
जगादोच्चैःप्रयाहीतिमूलंशुंभनिशुंभयोः ॥६॥

ટીકાઃ એ દૈત્યે દેવીને હિમાલયના તુહિનાચળ નામના શિખરપર બેઠેલી દીઠી અને તેને જોતાંજ આ પ્રમાણે બોલ્યો. હે દેવી, તું શુંભનિશુંભની ત્યાં ચાલ. ૬

नचेत्प्रीत्याद्यभवतीमद्भर्तारमुपैष्यति ॥
ततोबलान्नयाम्येषकेशाकर्षणविह्वलाम् ॥७॥

ટીકાઃ-જો તમે હમણાંને હમણાં મારા રાજા પાસે નહિ આવો તો બળાત્કારે ચોટલો પકડી વિહ્વળ કરીને લેઈ જઈશ. ૭

देव्युवाच ॥ दैत्येश्वरेणप्रहितोबलवान्बलसंवृतः ॥
बलान्नयसिमामेवंततःकिंतेकरोम्यहम् ॥८॥

ટીકાઃ-દેવી બોલ્યા કે, તને દૈત્યના રાજાએ મોકલ્યો છે તું બળે (અસુર સૈન્ય)થી ઘેરાયલો છે તું મને તારા રાજા પાસે લેઇ જઈશ તો મારૂં શું ચાલવાનું છે ? ૮

॥ ऋषिरुवाच ॥

इत्युक्तःसोभ्यधावत्तामसुरोधूम्रलोचनः ॥
हुंकारेणैवतंभस्मसाचकारांबिकाततः ॥९॥

ટીકાઃ-રૂષિ બોલ્યા કે;—એ પ્રમાણેનાં દેવીનાં વચન સાંભળીને તે ધુમ્રલોચ નામનો અસુર દેવી તરફ ધાયો. એને આવતો દેખીને દેવીએ હુંકારો કર્યો એટલે તરત તે બળીને ભસ્મ થઇ ગયો. ૯

**अथक्रुद्धंमहासैन्यमसुराणांतथाम्बिका ॥**
**ववर्षसायकैस्तीक्ष्णैस्तथाशक्तिपरश्वधैः ॥१०॥**

ટીકાઃ-પોતાના સરદારને મરેલો દેખી અસુર સૈન્ય મહા ક્રોધે ભરાયું. એ અસુર સૈન્યપર અંબિકા તિક્ષ્ણ તીર, શકિત અને પરશુ (ફરસી) નો વરસાદ વરસાવવા લાગી ૧૦

**ततोधुतसटःकोपात्कृत्वानादंसुभैरवम् ॥**
**पपातासुरसेनायांसिंहोदेव्याःस्ववाहनः ॥११॥**

ટીકાઃ-દેવાનું વાહન સિંહ પણ ભારે ક્રોધાયમાન થયો અને પોતાની કેશવાળી ઉભી કરી અસુર સેનામાં પડી નાશ કરવા લાગ્યો. ૧૧

**कांश्चित्करप्रहारेणदैत्यानास्येनचापरान् ॥**
**आक्रांत्याचाधरेणान्यान्सजघानमहासुरान् ॥१२॥**

ટીકાઃ-એ સિંહે કેટલાકને કર પ્રહારે એટલે પોતાના પંજાવડે પકડીને મારી નાંખ્યા; કેટલાકને દાંત વડે ફાડી નાંખ્યા; અને કેટલાકને હોઠ (અધર) વડે કચરી ઘાલ્યા એમ તે મહા અસુરોનો સંહાર કરવા લાગ્યો. ૧૨

**केषांचित्पाटयामासनखैःकोष्ठानिकेसरी ॥**
**तथातलप्रहारेणशिरांसिकृतवान्पृथक् ॥१३॥**

ટીકાઃ-એ કેશરીએ કેટલાકને પોતાના નખવડે ફાડી નાંખ્યા ને કેટલાકને પોતાના પંજાના તળીઆ વડે ઉડાવી દીધાં—પ્રથક્ કર્યાં. ૧૩

**विच्छिन्नबाहुशिरसःकृतास्तेनतथापरे ॥**

पपौचरुधिरंकोष्ठादन्येषांधुतकेसरः ॥१४॥

ટીકાઃ-કોઇના બાહુ કપાયલા ને કોઇનાં માથા કપાયલાં એવા તે દૈત્યો પડ્યા હતા ને રૂધિર વહેતું હતું દેવીનો સિંહ તે રૂધિર આનંદમાં ડોલતો થકો પીતો હતો. ૧૪

क्षणेनतद्बलंसर्वंक्षयंनीतंमहात्मना ॥
तेनकेसरिणादेव्यावाहनेनातिकोपिना ॥१५॥

ટીકાઃ દેવીના વાહન કેશરીએ, પોતે અતિ બળવાન હોવાને લીધે, એક ક્ષણમાં કોપ કરીને સકળ અસુર સેનાનો સંહાર કર્યો. ૧૫.

श्रुत्वातमसूरंदेव्यानिहतंधूम्रलोचनं ॥
बलंचक्षयितंकृत्स्नंदेवीकेसरिणाततः ॥१६॥

ટીકાઃ દેવીએ ધુમ્રલોચનને બાળીને ભસ્મ કર્યો તથા તેના સિંહે અસુર સેનાનો ઘાણ કાઢ્યો તે વાત સાંભળીને;—૧૬

चुकोपदैत्याधिपतिश्शुंभःप्रस्फुरिताधरः ॥
आज्ञापयामासचतौचंडमुंडौमहासूरौ ॥१७॥

ટીકાઃ-અસુરનો રાજા શુંભ.બહુજ ક્રોધે ભરાયો અને ચંડ મુંડ એ નામના બે અસુરો મહા બળવાન હતા તેમને આજ્ઞા આપવા લાગ્યો કે;—૧૭

हेचंडहेमुंडभलैर्बहुभिःपरिवारितौ ॥
तत्रगच्छतगत्वाचसासमानीयतांलघु ॥१८॥

ટીકાઃ-હે ચંડ, હે મુંડ, બહુ લશ્કર લેઇ તમે જાવ, અને ત્યાં જઇ તે બાયડીને જેમ બને તેમ જલદીથી પકડી લાવો. ૧૮

केशेष्वाकृष्यबध्वावायादिवःसंशयोयुधी ॥
तदाशेषायुधैःसर्वैरसूरैर्विनिहन्यतां ॥१९॥

ટીકાઃ-તેનો ચોટલો ઝાલી બાંધીને લાવો અને કદાચ લડવા તૈયાર થાય ને તમને સંશય પડે કે જીતાશું કે નહિ તો તે રાંડને ત્યાંને ત્યાં ઠાર મારો. ૧૯

तस्यांहतायांदुष्टायांसहेचविनिपातिते ॥
शीघ्रमागम्यतांबद्धवागृहीत्वातामथांबिकां ॥२०॥

ટીકાઃ-તેને મારીને પછી તેના સિંહને પણ મારી નાંખો. જલદી કરો, જલદી જાવ, બને ત્યાંસુધી અંબિકાને બાંધીને પકડી લાવો. ૨૦

इतिमार्कण्डेयपुराणेसावर्णिकेमन्वंतरेदेवीमाहा-
त्म्येधूम्रलोचनवधोनामषष्ठोऽध्यायः ॥६॥

એ પ્રમાણે માર્કંડેય પુરાણનો સાવર્ણિક મન્વંતરનો દેવીના માહાત્મ્ય વિષેનો જેમાં ધુમ્રલોચનનો વધ છે એવો આ છઠ્ઠો અધ્યાય પુરો થયો. ૬

---

॥ श्रीगणपतिर्जयति ॥

॥ ऋषिरुवाच ॥

आज्ञप्तास्तेततोदैत्याश्चंडमुंडपुरोगमाः ॥
चतुरंगबलोपेताययुरभ्युद्यतायुधाः ॥१॥

ટીકાઃ-ૠષિ બોલ્યા કે, એ પ્રમાણે આજ્ઞા પામેલા તે ચંડ મુંડ નામના બે દૈત્યો ચતુરંગી સેના લઇ યુદ્ધ કરવા આવ્યા તેમણે નાના પ્રકારનાં આયુધો ધારણ કરેલાં હતાં. ૧

दहृशुस्तेततोदेवीमीषद्धासांव्यवस्थिताम् ॥
सिंहस्योपरिशैलेंद्रशृंगेमहतिकांचने ॥२॥

ટીકા: શૈલેંદ્ર એટલે પર્વતોનો ઇંદ્ર હીમાલય પર્વત તેનું એક શિખર કાંચનગંગા કહેવાય છે કારણ કે ત્યાં સુવર્ણ (સોના) મય ગંગા વહે છે એ કાંચનગંગાના શિખરપર દેવી આનંદમાં પોતાના સિંહપર બેઠાં હતાં તેમને પેલા અસુરોએ દીઠાં. ૨

तेदृष्ट्वातांसमादातुमुद्यमंचक्रुरुद्यताः ॥
आकृष्टचापासिधरास्तथान्येतत्समीपगाः ॥३॥

ટીકાઃ-દેવીને દેખતાંજ તેઓ તેમને પકડવાનો યત્ન કરવા લાગ્યા. તીર કામઠાંવાળાઓ તીર કાઢીને કામઠાપર ચઢાવી તેમને પકડવા દોડ્યા. તરવાર ઝાલનારાઓ તરવાર લેઈ ધાયા એમ સૌએ તેમને પકડવા દોડ્યા. ૩

ततःकोपंचकारोच्चैरंबिकातानरीन्प्रति ॥
कोपेनचास्यावदनंमषीवर्णमभूत्तदा ॥४॥

ટીકાઃ-પછી અંબિકાએ તે વૈરીઓ પ્રત્યે કોપ કર્યો. કોપ થકી તેનું મોઢું તે વખત કાળું થઈ ગયું. ૪

भ्रुकुटीकुटिलात्तस्याललाटफलकाद्द्रुतं ॥
कालीकरालवदनाविनिष्क्रांतासिपाशिनी ॥५॥

ટીકાઃ-હવે કાળીકા માતાનું વર્ણન કરેછેઃ—ભ્રકુટી વાંકી થઇ ગઇ હતી, લલાટ બદલાયું હતું. એ કાળીકા માતાનું વદન વિકરાળ—ભયંકર લાગતું હતું. અસિ એટલે તરવાર અને પાશ (ફાંસો) તેણે ધારણ કર્યાં હતાં. ૫

विचित्रखट्वांगधरानरमालाविभूषणा ॥

द्वीपिचर्मपरीधानाशुष्कमांसातिभैरवा ॥६॥

ટીકાઃ-તે વિચિત્ર ખટ્વાંગ (ખંજર નામનું હથિઆર) ધારણ કર્યું હતું તેની કોટમાં સુંદર માણસનાં માથાંની માળા શોભી રહી હતી અને તેણે વાઘનું ચામડું પહેર્યું હતું .તેના શરીરનું માંસ સૂકાઇ ગયું હતું તેથી તે બહુ બોહામણી (અતિ ભૈરવા) લાગતી હતી. ૬

अतिविस्तारवदनाजिह्वाललनभीषणा ॥
निमग्नारक्तनयनानादापूरितदिङ्मुखा ॥७॥

ટીકાઃ-તેનું મોઢું બહુજ ફાટેલું હતું—ઉઘાડું હતું. અને તેની જી-ભ બહાર હાલ્યા કરતી હતી. તેની આંખ્યો લાલચોળ થઈ ગઈ હતી. અને તેના અવાજથી દશે દિશાઓ ભરાઈ ગઈ હતી. તે બહુજ બિહામણી લાગતી હતી. ૭

सावेगेनाभिपतिताघातयंतीमहासुरान् ॥
सैन्येतत्रसूरारीणामभक्षयतत्द्बलं ॥८॥

ટીકાઃ-એ મહાકાળી વેગથી અસુરોના મોટા દળમાં પડ્યાં અને તે-ઓને હણવા માંડ્યાં તે શત્રુઓના લસ્કરના દૈત્યોના એકે એકે કોળીઆ કરવા મંડ્યાં. ૮

पार्ष्णिग्राहांकुशग्राहियोधघंटासमन्वितान् ॥
समादायैकहस्तेनमुखेचिक्षेपवारणान् ॥९॥

ટીકાઃ-હાથી પાસે ચાલનાર સુરવીર દઇત્યો તથા તેનાપર બેઠેલો અંકુશ ઝાલનાર દઈત્ય (માવત) તથા હાથીનો ઘંટ અને એ હાથી પોતે એ બધાને દેવી મહાકાળી પોતાના એક હાથમાં લેઇ મોમાં મુકી કોળીઓ કરી ગઇ. એ પ્રમાણે બધા હાથીને ખાઇ ગઇ. ૯

तथैवयोधंतुरगैरथंसारथिनासह ॥
निक्षिप्यवक्रेदशनैश्चर्वयंत्यतिभैरवं ॥१०॥

ટીકાઃ-રથની અંદર બેહેલો યોદ્ધો રથના ઘોડા, સારથી, અને એ રથ એ બધાનો કાળીએ કરી મોંમાં મુકયા અને ચાવવા લાગી. એવી તે બહુ બિહામણી લાગતી હતી. ૧૦

एकंजग्राहकेशेषुग्रीवायामथचापरं ॥
पादेनाक्रम्यचैवान्यमुरसान्यमपोथयत् ॥११॥

ટીકાઃ એકની ચોટલી ઝાલી તેને પછાડયો અને પૂરો કર્યો તો બીજાને ગળું ડાબી મારી નાંખ્યો. વળી ત્રીજાને પગ ઝાલીને પછાડયો ને મારી નાંખ્યો તો ચોથાને છાતીપર પગ મૂકી ચગદી નાંખ્યો એ રીતે દઇત્યોનું પાયદળ પણ મારી નાંખ્યું. ૧૧

तैर्मुक्तानिचशस्त्राणिमहास्त्राणितथासुरैः ॥
मुखनेजग्राहरुषादशनैर्मथितान्यपि ॥१२॥

ટીકાઃ-કેટલાક દઇત્ય ઉગર્યા હતા તેઓએ શસ્ત્ર તથા મોટાં મોટાં અસ્ત્રો મુકયાં પણ તે ભૈરવી મહાકાળીએ પોતાનું મોઢું પહોળું કરી તેમાં તે બધાં ઝીલી લીધાં અને પોતાને દાંતવડે ચાવી ગઇ. ૧૨

बलिनांतद्बलंसर्वमसुराणांदुरात्मनाम् ॥
ममर्दाभक्षयच्चान्यान्यांश्चाताडयत्तदा ॥१३॥

ટીકાઃ-એ રીતે એ દુરાત્મા બળવાન અસુરોનું મોટું બળવાન લસ્કર તેનો ઘાણ કાડયો. કોઇનું મરદન કરયું ને મારી નાંખ્યા; કોઇનું ભક્ષણ કરયું; અને કોઇને માર મારી મારી નાંખ્યા. ૧૩

असिनानिहताःकेचित्केचित्खट्वांगताडिताः ॥
जग्मुर्विनाशमसुरादंताग्राभिहतास्तथा ॥१४॥

ટીકાઃ કોઇને તરવાર વડે કાપી નાંખ્યા અને કોઇને ખંજર મારી મારી નાંખ્યા. કોઇને મોંમાં મુકી દાંતના અગ્ર ભાગથી મારી નાંખ્યા. ૧૪

क्षणेनतद्दलंसर्वमसुराणांनिपातितं ॥
दृष्ट्वाचंडोभिदुद्रावतांकालीमतिभीषणाम् ॥१५॥

ટીકાઃ-એક ક્ષણમાં તેણે શત્રુઓના મોટા સૈન્યનો નાશ કરયો તે દેખીને ભયંકર મહાકાળી તરફ ચંડ મુંડ દોડતા આવ્યા. ૧૫

शरवर्षैर्महाभीमैर्भीमाक्षींतांमहासुरः ॥
छादयामासचक्रैश्चमुंडक्षिप्तैःसहस्रशः ॥१६॥

ટીકાઃ-મહા અસુર ચંડે બાણોનો વરસાદ વરસાવ્યો અને મુંડે દેવીને હજારો ચક્ર મુકીને છાઈ નાંખી. ૧૬

तानिचक्राण्यनेकानिविशमानानितन्मुखं ॥
बभुर्यथार्कबिंबानिसुबहूनिघनोदरं ॥१७॥

ટીકાઃ-એ અનેક ચક્રોને દેવી પોતાનું મોઢું પોહોળું કરી ગળી જવા લાગી. જેમ સુરજ વાદળાંમાં ઢંકાઈ જાય છે તેમ તે સુર્ય જેવાં ચક્રો દેવીના મોંમાં અદર્શ થવા લાગ્યાં. ૧૭

ततोजहासातिरुषाभीमंभैरवनादिनी ॥
कालीकरालवक्त्रांतर्दुर्दर्शनोज्ज्वला ॥१८॥

ટીકાઃ-હવે દેવી બહુજ કોપે ભરાયાં અને ભૈરવનાદ કરયો. એ એ મહાકાળીનું વિકરાળ મોઢું ક્રોધથી હસતું હતું. તેના ઉજવળ દાંત તરફ કોઈ જોવાને સમર્થ નહોતું. કેમકે તે ક્રોધે ભરાયલી હતી. ૧૮

उत्थायचमहासिंहंदेवीचंडमधावत ॥
गृहीत्वाचास्यकेशेषुशिरस्तेनासिनाच्छिनत ॥१९॥

ટીકાઃ-દેવી, પોતાના સિંહને ઉઠાડીને હાથમાં ખડ્ગ લેઈ ચંડ તરફ ધાયાં અને તેના માથાના વાળ પકડી, માથું કાપી નાંખ્યું. ૧૯

अथमुंडोभ्यधावत्तांदृष्ट्वाचंडंनिपातितं ॥

तमप्यपातयद्भूमौसाखड्गाभिहतंरुषा ॥२०॥

ટીકાઃ-ચંડ દઇત્યને મહાદેવીએ મારી નાંખ્યો તે દેખીને મુંડ દઇત્ય દેવાને મારવા દોડ્યો પણ દેવીએ તેને પણ તરવાર વડે કાપી નાંખ્યો. ૨૦

हतशेषंततःसैन्यंदृष्ट्वाचंडंनिपातितं ॥
मुंडंचसुमहावीर्यंदिशोभेजेभयातुरं ॥२१॥

ટીકાઃ-એ મહા વિર્યવાન ચંડ અને મુંડ એ બે દઇત્યોને દેવીએ મારી નાંખ્યા. તે જોઇને બાકીનુ જે કંઈ લસ્કર બચ્યું હતું ભયભીત થઇ ચારે તરફ નાસવા લાગ્યું. ૨૧

शिरश्चंडस्यकालीचगृहीत्वामुण्डमेवच ॥
प्राहप्रचंडाट्टहासामिश्रमभ्येत्यचंडिकां ॥२२॥

ટીકાઃ-મહાકાળી પોતાના હાથમાં ચંડ અને મુંડનાં માથાં ઝાલીને અટ્ટહાસ્ય કરતાં (ખડખડાટ હસતાં) ચંડીકા માતા પ્રત્યે આ પ્રમાણે બોલવા લાગ્યાં. ૨૨

मयातवात्रोपहृतौचंडमुंडौमहापशू॥
युद्धयज्ञेस्वयंशुंभंनिशुंभंचहनिष्यसि ॥२३॥

ટીકાઃ મેં ચંડ અને મુંડ એ બે મોટા પશુઓને મારી નાંખ્યા છે તમે યુદ્ધરૂપિ યજ્ઞમાં હવે શુંભ અને નિશુંભને મારી નાંખી હોમશો.૨૩

॥ ऋषिरुवाच ॥

तावानीतौततोदृष्ट्वाचंडमुंडौमहासुरौ ॥
उवाचकालींकल्याणीललितंचंडिकावचः ॥२४॥

ટીકાઃ-ઋષિ બોલ્યા કે; ચંડ મુંડ નામના મહા અસુરોનાં માથાં જો-

ઇને ચંડિકા માતા, કલ્યાણ કરવાવાળાં મહાકાળી પ્રત્યે આ પ્રમાણે બોલ્યાં. ૨૪

यस्माच्चंडंचमुंडंचगृहीत्वात्वमुपागता: ॥
चामुण्डेतिततोलोकेख्यातादेवीभविष्यसि ॥२५॥

ટીકાઃ-તમે ચંડમુંડનાં માથાં લેઇને મારી પાસે આવ્યાં, તે માટે તમારૂં નામ લોકોમાં ચામુંડા માતા કહેવાશે અને એ નામથી તમે હે દેવી પ્રખ્યાત થશો. ૨૫

इतिमार्कण्डेयपुराणेसावर्णिकेमन्वंतरेदेवीमहा-
त्म्येचंडमुंडवधोनामसप्तमोध्याय ॥७॥

એ પ્રમાણે માર્કંડેય પુરાણનો સાવર્ણિક મન્વંતરમાં બનવાનો જેમાં ચંડમુંડનો વધ છે એવી દેવીના મહાત્મનો સાતમો અધ્યાય પુરો થયો. ૭

॥ श्रीगणपतिर्जयति ॥

॥ ऋषिरुवाच ॥

चंडेचनिहतेदैत्येमुंडेचविनिपातिते ॥
बहुलेषुचसैन्येषुक्षयितेष्वरसुरेश्वरः ॥१॥

ટીકાઃ રૂષિ બોલ્યા કે; ચંડ હણાતે મુંડ રણમાં પડતે અને સૈન્ય ક્ષય પામતે છતે પ્રતાપવાન શુંભ—જે અસુરોનો રાજા હતો તે ક્રોધે ભરાયો. ૧

ततःकोपपराधीनचेताः शुंभःप्रतापवान् ॥
उद्योगंसर्वसैन्नानांदैत्यानामादिदेशह ॥२॥

ટીકાઃ તેણે કોપને લીધે પરાધિન થઇને પોતાની સકળ દઇત્ય સેના જલદીથી તૈયાર કરવા માટે હુકમ કર્યો. ૨

अद्यसर्वबलैर्दैत्याःषडशीतिरुदायुधाः ॥
कंबूनांचतुराशीतिर्निर्यांतुस्वबलैर्वृता ॥३॥

ટીકાઃ તેના લસ્કરના સરદારો જેઓ ઉદાયુધ (ઉંચ્ચ સુરવીરો) કહેવાતા હતા તેવા છયાસી ઉદાયુધોને અને બીજા જેઓ કંબુ કહેવાતા હતા તેવા ચોરાશી કંબુઓને પોતાના તાબાના સૈન્ય સુદ્ધાં સજ થઇ નિકળવાને હુકમ આપ્યો ૩

कोटिवीर्याणिपंचासदसुराणांकुलानिवै ॥
शतंकुलानिधूम्राणांनिर्गच्छंतुममाज्ञया ॥४॥

ટીકાઃ કોટી વીર્ય નામના અસુરોનાં પચાસ કુળ અને ધુમ્ર નામના અસુરોના સો કુળને લડાઇને માટે તૈયાર થવાનો હુકમ આપ્યો. ૪

कालकादौर्हृदामौर्य्याःकालकेयास्तथासूराः ॥
युद्धायसज्जानिर्य्यांतुआज्ञयात्वरितामम ॥५॥

ટીકાઃ-કાલક, દૌર્હૃદ, મૌર્ય, કાલકેય એ બધી જાતના અસુરો યુદ્ધને અર્થે સજ્જ થઇ નિકળવાંના હુકમ આપ્યો ને કહયું કે ત્વરાથી નીકળો. ૫

इत्याज्ञाप्यासूरपतिःशुंभोभैरवशासनः ॥
निर्जगाममहासैन्यसहस्रैर्बहुभिर्वृतः ॥६॥

ટીકાઃ-એ પ્રમાણે આજ્ઞા આપીને અસુરનો રાજા શુંભ—જે સજા કરવામાં બહુ સખ્ત છે તે હજારો ને લાખો દઇત્યોવાળુ મોટું દળ લઇ લડવા આવ્યો. ૬

आयांतंचंडिकादृष्ट्वातत्सैन्यमतिभीषणं ॥
ज्यास्वनैःपूरयामासधरणीगगनांतरं ॥७॥

ટીકાઃ—ચંડિકા માતાએ એવા બિહામણા સૈન્ય સાથે શુંભને આવતો દેખી પોતાના ધનુષ્યની જ્યા એટલે દોરીથકી આકાશ અને પૃથ્વી પુરી નાંખ્યાં. ૭

ततःसिंहोमहानादमतीवकृतवान्नृप ॥
घंटास्वनेनतंनादमंबिकाचोपबृंहयत् ॥८॥

ટીકાઃ—એ વખતે દેવીના વાહન સિંહે મહા સિંહનાદ કર્યો તથા અંબિકાએ પોતાની ઘંટાવડે ઘંટનાદ કર્યો. ૮

धनुर्ज्यासिंहघंटानांनादापूरितदिङ्मुखा ॥
निनादैर्भीषणैःकालीजिग्येविस्तारिताननना ॥९॥

ટીકાઃ—ધનુર્જ્યા (ધનુષની દોરી) તથા સિંહ, તથા ઘંટા, તથા દેવી એ બધાંએ મળીને જે નાદ કર્યો તેથી દશે દિશાઓ ભરાઇ ગઈ. એ ચંડિકાનો નાદ તેમના કપાળમાંથી ઉત્પન્ન થયેલાં ભયંકર મહાકાળીના નાદથી પણ વધારે ભારે હતો. ૯

तंनिनादमुपश्रुत्यदैत्यसैन्यैश्चतुर्दिशं ॥
देवीसिंहस्तथाकालीसरोषैःपरिवारिता: ॥१०॥

ટીકા:-એ નાદ સાંભળીને દૈત્યો બહુજ ક્રોધે ભરાયા અને સિંહ સહ-વર્તમાન ચંડિકા તથા મહાકાળીને ઘેરી લીધાં. ૧૦

एतस्मिन्नंतरेभूपविनाशायसुरद्विषां ॥
भवायामरसिंहानामतिवीर्यबलान्विता: ॥११॥

ટીકા:-એ વખતે, ( ઋષી બોલ્યા કે ) હે સુરથ રાજા, અસુર જેઓ દેવતાના વૈરી હતા તેમનો વિનાશ કરવા માટે અને દેવોના કલ્યાણને અર્થે—૧૧

ब्रह्मेशगुहविष्णुनांतथैवेंद्रस्यशक्तय: ॥
शरीरेभ्योविनिष्क्रम्यतद्रूपैश्चंडिकांययु: ॥१२॥

ટીકા: બ્રહ્મા, ગુહ (કાર્તિક સ્વામિ), મહાદેવ, વિષ્ણુ અને ઇંદ્ર એ દેવોના શરીરમાંથી તેમના જેવા રૂપની શકિતઓ નીકળીને ચંડિકા ભણી આવી. ૧૨

यस्यदेवस्ययद्रूपंयथाभूषणवाहनं ॥
तद्वदेवहितच्छक्तिरसुरान्योद्धुमाययौ ॥१३॥

ટીકા:-એ શકિતઓ એ પ્રમાણે ઉત્પન્ન થઇ કે જેવું દેવતાનું રૂપ, ભૂષણ અને વાહન તેજ પ્રમાણે તે દેવતાના શકિતનું પણ હતું એ દેવ શક્તિઓ ઉત્પન્ન થઇ ને ચંડિકા પ્રત્યે અસુરો સાથે લડવા માટે ગઇ. ૧૩

हंसयुक्तविमानाग्रेसाक्षसूत्रकमंडलु: ॥
आयाताब्रह्मण:शक्तिर्ब्रह्माणीसाभिधीयते ॥१४॥

ટીકા-:હંસ યુકત વિમાનમાં બેઠેલી, હાથમાં અક્ષમાળા અને કમંડળ છે એવી બ્રહ્માના શકિત બ્રહ્માણી આવી. ૧૪

माहेश्वरीवृषारूढात्रिशूलवरधारिणी ॥
महाहिवलयाप्राप्ताचंद्ररेखाविभूषणा ॥१५॥

ટીકાઃ-માહાદેવજીની શકિત માહેશ્વરી આવી તે નંદી (આખલા) પર બેઠેલી હતી તથા હાથમાં શ્રેષ્ટ ત્રિશુળ ધારણ કરયું હતું ને મોટા મોટા નાગની માળા કોટમાં પેહેરી હતી અને કપાળ ચંદ્રરેખાનું ઘરેણું (દામણી) હતું. ૧૫

कौमारीशक्तिहस्ताचमयूरवरवाहना ॥
योद्धुमभ्याययौदैत्यानंबिकागुहरूपिणी ॥१६॥

ટીકાઃ ગુહ એટલે કાર્તિક સ્વામીની શકત કૌમારી અથવા ગુહ રૂપિણી મોરપર બેસાને આવી ને તેના હાથમાં શકિત હતી ને તે દૈત્યોને મારવાને આવી હતી. ૧૬

तथैववैष्णवीशक्तिर्गरुडोपरिसंस्थिता ॥
शंखचक्रगदाशार्ङ्गखड्गहस्ताभ्युपाययौ ॥१७॥

ટીકાઃ-વિષ્ણુની શકિત વૈષ્ણવી ગરૂડપર બેશીને આવી તેને છ હાથ હતા અને છએ હાથમાં શંખ, ચક્ર અને ગદા તથા, શારંગ નામનું ધનુષ, તથા બાણ અને તરવાર એ છએ હથિઆર ધારણ કર્યાં હતાં. ૧૭

यज्ञवाराहमतुलंरूपंयाबिभ्रतोहरेः ॥
शक्तिःसाप्याययौतत्रवाराहींबिभ्रतीतनुं ॥१८॥

ટીકાઃ-વિષ્ણુનો યજ્ઞ વારાહ અવતાર જેનું રૂપ અતુલ છે તેની શકિત વારાહી પણ ત્યાં આવી. ૧૮

नारसिंहीनृसिंहस्यबिभ्रतीसदृशंवपुः ॥
प्राप्तातत्रसटाक्षेपाक्षिप्तनक्षत्रसंहतिः ॥१९॥

ટીકાઃ-નૃસિંહની શકિત નારસિંહી પણ ત્યાં આવી તેણે સઘળાં

આયુધ ધારણ કર્યાં હતાં અને તેના કેશ, નક્ષત્ર ફેંકાતાં હોય એમ શોભતા હતા. ૧૯

**वज्रहस्तातथैवैंद्रीगजराजोपरिस्थिता ॥**
**प्राप्तासहस्रनयनायथाशक्रस्तथैवसा ॥२०॥**

ટીકાઃ-ઇંદ્ર રાજાની શક્તિ ઐંદ્રી પણ ત્યાં આવી. તે ગજરાજ ઐરાવત હાથીપર બેઠેલી હતી અને તેને ઇંદ્રની માફક હજાર આંખો હતી. ૨૦

**ततःपरिवृतस्ताभिरीशानोदेवशक्तिभिः ॥**
**हन्यंतामसुराःशीघ्रंममप्रीत्याहचंडिकां ॥२१॥**

ટીકાઃ-એ બધી શક્તિઓ ચંડિકા તરફ ચાલી પણ જઇ શકી નહિ કારણ તેનું તેજ અતુલ હતું માટે તે સઘળી શક્તિઓ ઇશાન એટલે મહાદેવજીને વીંટાઇ વળી. પછી મહાદેવજી ચંડિકા પ્રત્યે બોલ્યા કે હે દેવી મારી પ્રીતિને અર્થે એ અસુરોને મારી નાંખ. ૨૧

**ततोदेवीशरीरात्तुविनिष्क्रांतातिभीषणा ॥**
**चंडिकाशक्तिरत्युग्राशिवाशतनिनादिनी ॥२२॥**

ટીકાઃ-એ દેવીના શરીરમાંથી અતિ બીહામણી ચંડીકાની શક્તિ અત્યુગ્ર શિવા નીકળી તે એક છતાં સો શિવા જેટલો નાદ કરતી હતી. ૨૨

**साचाहधूम्रजटिलमीशानमपराजिता ॥**
**दूतत्वंगच्छभगवन्पार्श्वंशुंभनिशुंभयोः ॥२३॥**

ટીકાઃ-તે અપરાજીતા એટલે બીજાઓથી નહિ જીતાય એવી દેવી ધુમ્ર જટીલ મહાદેવજીની પ્રત્યે આ પ્રમાણે બોલવા લાગ્યાં હે ભગવન શિવ, તમે શુંભ નિશુંભની પાસે દૂતનું કામ કરવા માટે જાવ. ૨૩

**ब्रूहिशुंभंनिशुंभंचदानवावातिगर्वितौ ॥**

येचान्येदानवास्तत्रयुद्धायसमुपस्थिताः ॥२४॥

ટીકાઃ-દાનવના રાજા અતિ ગર્વવાળા શુંભ નિશુંભને તથા અન્ય અસુરોજ આ લડવાને તૈયાર થયેલા છે તેમને જઇને કહો કે;—૨૪

त्रैलोक्यमिंद्रोलभतांदेवाःसंतुहविर्भुजः ॥
यूयंप्रयातपातालंयदिजीवितुमिच्छथ ॥२५॥

ટીકાઃ-ત્રણે લોક ઈંદ્ર જીની લેશે ને યજ્ઞ ભાગ પણ હવે તેઓ લેશો જો તમારે જીવવું હોય તો પાતાળમાં જઇને રહો. ૨૫

बलावलेपादथचेद्भवंतोयुद्धकांक्षिणः ॥
तदागच्छततृप्यंतुमच्छिवाःपिशितेनवः ॥२६॥

ટીકાઃ-જો તમને લડવાનું મન હોય ને બળનું અભિમાન હોય તો લડવાને તૈયાર થઇ જાવ; મારી શિવાશકિત લડવાને તઇયાર છે તેને તમારૂં માંસ ખાવા મળશે. ૨૬

यतोनियुक्तोदौत्येनतयादेव्याशिवःस्वयम् ॥
शिवदूतीतिलोकेस्मिंस्ततःसाख्यातिमागता ।२७॥

ટીકાઃ-એ શિવા દેવીએ મહાદેવજીને દૂતનું કામ બતાવ્યું માટે જગતમાં તેનું શિવદૂતી એવું નામ પડયું. ૨૭

तेपिश्रुत्वावचोदेव्याःशर्वाख्यातंमहासुराः ॥
अमर्षापूरिताजग्मुर्यत्रकात्यायनीस्थिता ॥२८॥

ટીકાઃ-પછી મહાદેવજીએ દેવીનો બધો સંદેશો તે મહા અસુરોને કહી સંભળાવ્યો તેથી તેઓ બહુ ક્રોધે ભરાઇને જ્યાં કાત્યાયની દેવી હતાં ત્યાં તેઓ ગયા. ૨૮

ततःप्रथममेवाग्रेशरशक्त्यृष्टिवृष्टिभिः ॥
ववर्षुरुद्धतामर्षास्तांदेवीममरारयः ॥२९॥

ટીકાઃ દેવતાના દુષ્મનો અસુરો તે દેવીપર બાણ, શકિત ઋષ્ટી, વગેરે આયુધોના વરસાદ વરસાવવા લાગ્યા. ૨૯

साचतान्प्रहितान्बाणाञ्छूलशक्तिपरश्वधान् ॥
चिच्छेदलीलयाध्मातधनुर्मुक्तैर्महेषुभिः ॥३०॥

ટીકાઃ એ દૈત્યોનાં મૂકેલાં બાણ, શૂળ, અને શકિત, વગેરે હથિઆરો દેવીએ પોતાનાં બાણો વડે જાણે લીલા કરતી હોય તેમ કાપી નાંખ્યાં.૩૦

तस्याग्रतस्तथाकालीशूलपातविद रितान् ॥
खट्वांगपोथि ।ांश्चान्यान्कुर्वतीव्यचरत्तदा ॥३१॥

ટીકાઃ-મહાકાળીએ ત્રિશુળવડે કેટલાક અસુરોને મારી નાંખ્યા તથા કેટલાકને ખટ્વાંગ [ખંજર] વડે મારી નાંખ્યા. ૩૧

कमंडलुजलाक्षेपहतवीर्यान्हतौजसः ॥
ब्रह्माणिचाकरोच्छत्रून्येनयेनमस्मधावति ॥३२॥

ટીકાઃ-બ્રહ્માણી માતાએ પોતાની પાસે કમંડળ હતું તેમાંથી પાણી લેઇને જે દૈત્યનાપર છાંટયું તે હતવિર્ય થઇ જઇને મરી ગયો. એ પ્રમાણે એ બ્રહ્માણી માતા જ્યાં ત્યાં દોડવા અને જળ છાંટવા લાગી અને અસુરનો સંહાર કરવા લાગી. ૩૨

माहेश्वरीत्रिशूलेनतथाचक्रेणवैष्णवी ॥
दैत्यान्जघानकौमारीतथाशक्त्यातिकोपना ॥३३॥

ટીકાઃ માહેશ્વરીએ ત્રિશૂળ મારીને અને વૈષ્ણવીએ પોતાનું સુદર્શન ચક્ર મારીને દૈત્યોને મારી નાખવા માંડ્યા. એ વખતે કૌમારી માતાએ બહુ કોપ કરીને પોતાની શકિત વડે દૈત્યનો ખોડો કાઢવા માંડયો. ૩૩

ऐंद्रिकुलिशपातेनशतशौदेत्यदानवाः ॥

पेतुर्विदारिताःपृथ्व्यांरुधिरौघप्रवर्षिणः ॥३४॥

ટીકાઃ-ઇંદ્રની શક્તિ ઐંદ્રીએ પોતાના કુલીશ એટલે વજ્રવડે હજારો દાનવોને મારી નાંખ્યા તેઓ ભોંય પડ્યા ને તેમના શરીરમાંથી લોહી વહેવા લાગ્યાં તેની નદી ચાલી. ૩૪

तुंडप्रहारविध्वस्तादंष्ट्राग्रक्षतवक्षसः ॥
वाराहमूर्त्यान्यपतंश्चक्रेणचविदारिताः ॥३५॥

ટીકાઃ-વારાહી માતાએ પોતાના મોઢાવડે (તુંડ પ્રહારે) દૈત્યોને મારી નાંખવા માંડ્યા કોઈની છાતીમાં પોતાના દાંતની કાતીઓ મારી અને તેમની છાતીઓ ફાડી નાંખી અને કોઈને ચક્રવડે હણ્યા. ૩૫

नखैर्विदारितांश्चान्यान्भक्षयंतीमहासुरान् ॥
नारसिंहीचचाराजौनादापूर्णदिगंबरा ॥३६॥

ટીકાઃ-નારસિંહી માતા નખવડે બીજા અસુરોને મારી નાંખીને તેમનું ભક્ષણ કરવા માંડી અને પોતે સિંહનાદ કરવા લાગી તેથી સઘળી દિશાઓ ભરાઈ ગઈ. ૩૬

चंडाट्टहासैरसुराःशिवदूत्यभिदूषिताः ॥
पेतुःपृथिव्यांपतितांस्तांश्चखादाथसातदा ॥३७॥

ટીકાઃ-શિવદુતી ગુસ્સામાં આવીને ખડખડાટ હસવા મંડ્યાં અને અસુરોને મારી નાંખીને તેમણે પૃથ્વીપર નાંખ્યા અને તેમના કોળીઆ કરવા માંડ્યા. ૩૭

इतिमातृगणंक्रुद्धंमर्दयंतंमहासुरान् ॥
दृष्ट्वाभ्युपायैर्विविधैर्नेशुर्देवारिसैनिकाः ॥३८॥

ટીકાઃ-એ બધાં માતાનાં ટોળાંએ ( માતૃગણે ) ક્રોધથી મોટા મોટા અસુરોને મારી નાંખવા માંડ્યા તે દેખીને દેવતાઓના અરી જે અસુરો

તેમની બાકી રહેલી સેનાઓએ પોતાના બચાવ અર્થે ઉપાય કરવા માંડયા. ૩૮

**पलायनपरान्दृष्ट्वादैत्यान्मातृगणार्दितान् ॥**
**योद्धुमभ्याययौक्रुद्धो रक्तबीजोमहासुरः ॥३९॥**

ટીકાઃ-એ માતાઓનાં ટોળાંથી દૈત્યો પીડા પામી પામીને નાસવા લાગ્યા તે દેખીને મોટો અસુર રકતબીજ ક્રોધ સહીત યુદ્ધ કરવા માટે આવ્યો. ૩૯

**रक्तबिंदुर्यदाभूमौपतत्यस्यशरीरतः ॥**
**समुत्पतातिमेदिन्यास्तत्प्रमाणोमहासुरः ॥४०॥**

ટીકાઃ-એ રકતબીજને વિષે એવું હતું કે જો તેને મારતી વખત રક્ત એટલે લોહીનું એક ટીપું ભોંય પડે તો તેના જેવો બીજો રકતબીજ દૈત્ય ઉભો થતો હતો અને લડવા લાગતો હતો. ૪૦

**युयुधेसगदापाणिरिंद्रशक्त्यामहासुरः ॥**
**ततश्चैंद्रीस्ववज्रेणरक्तबीजमताडयत् ॥४१॥**

ટીકાઃ- એ રકતબીજ પોતાના હાથમાં ગદા તથા ઇંદ્ર નામની મોટી શકિત લેઈ લડવા આવ્યો તેને દેખાને ઐંદ્રી માતાએ પોતાનું વજ્ર તેને માર્યું. ૪૧

**कुलिशेनाहतस्याशुबहुसुस्रावशोणितं ॥**
**समुत्तस्थुस्ततोयोधास्तद्रूपास्तत्पराक्रमाः ॥४२॥**

ટીકાઃ-તેને વજ્ર વાગતાંજ લોહી વહેવા માંડયું અને જેટલાં લોહીનાં ટીપાં ભોંય પડયાં તેટલા બધા રકતબીજ ઉત્પન્ન થયા એ રીતે હજારો રકતબીજ લડવા માટે ઉભા થયા. ૪૨

**यावंतःपतितास्तस्यशरीराद्रक्तबिंदवः ॥**

तावंतःपुरुषाजातास्तद्वीर्यबलविक्रमाः ॥४३॥

ટીકાઃ એ ઉત્પન્ન થયેલા રકતબીજો પણ પેલા અસલ રકતબીજ જેવા બળ, વિર્ય અને પરાક્રમમાં સરખા હતા. ૪૩

तेचापियुयुधुस्तत्रपुरुषारक्तसंभवाः ॥
समंमातृभिरत्युग्रशस्त्रपातातिभीषणम् ॥४४॥

ટીકાઃ- એ લોહીનાં ટીપાંથી થયેલા રકતબીજો પણ પેલી માતાઓની સામા લડવા લાગ્યા, અને ભયંકર તથા અત્યુગ્ર શસ્ત્ર ફેંકવા માંડયાં. ૪૪

पुनश्चवज्रपातेनक्षतमस्यशिरोयदा ॥
ववाहरक्तंपुरुषास्ततोजाताःसहस्रशः ॥४५॥

ટીકાઃ-ફરી ઐંદ્રીએ વજ્ર મારીને એ રકતબીજનું માથું કાપી નાંખ્યું તેજ પુષ્કળ લોહી વહેવા માંડ્યું અને હજારો બીજા રકતબીજ ઉત્પન્ન થયા. ૪૫

वैष्णवीसमरेचैनंचक्रेणाभिजघानह ॥
गदयाताडयामासऐंद्रीतमसुरेश्वरं ॥४६॥

ટીકાઃ-પછી એ અસુરોને વૈષ્ણવી સુદર્શન ચક્રવડે અને ઐંદરી માતા ગદા વડે મારવા લાગ્યાં. ૪૬

वैष्णवीचक्रभिन्नस्यरुधिरस्रावसंभवैः ॥
सहस्रशोजगद्व्याप्तंतत्प्रमाणैर्महासुरैः ॥४७॥

ટીકાઃ-વૈષ્ણવી માતાએ ચક્ર મારવાથી લોહીના હજારો ટીપાં ભોંય પડયા અને હજારો અસુરો ઉત્પન્ન થયા તેથી આખું જગત અસુરોથી ભરાઈ ગયું. ૪૭

शक्त्याजघानकौमारीवाराहीचतथासिना ॥
माहेश्वरीत्रिशूलेनरक्तबीजंमहासुरं ॥४८॥

टीकाः—कौमारीએ શક્તિવડે, વારાહીએ તરવારે અને માહેશ્વરીએ ત્રિશુળવડે એ રકતબીજને મારવા માંડ્યા. ૪૮

सचापिगदयादैत्यःसर्वाएवाहनत्पृथक् ॥
मातःकोपसमाविष्टोरक्तबीजोमहासुरः ॥४९॥

ટીકાઃ એ વખત એ રકતબીજ બહુ ક્રોધે ભરાઇને એ માતાઓને મારવા માંડ્યો. ૪૯

तस्याहतस्यबहुधाशक्तिशूलादिभिर्भुवि ॥
पपातयोवैरक्तौघस्तेनासञ्छतशोऽसुराः ॥५०॥

ટીકા : તેથી દેવીએ પણ શક્તિ અને શુળ મારવા માંડ્યાં એથકી પુષ્કળ લોહી વહેવા માંડ્યું અને સેંકડો અસુરો ઉત્પન્ન થયા. ૫૦

तैश्चासुरासृक्संभूतैरसुरैःसकलंजगत् ॥
व्याप्तमासीत्ततोदेवाभयमाजग्मुरुत्तमं ॥५१॥

ટીકાઃ એ અસુરનું લોહી ભોંય પડ્યું તેથી એટલા બધા અસુર ઉત્પન્ન થયા કે આખું જગત ભરાઇ ગયું. એ અસુરોને દેખીને દેવોને બહુ ભય ઉત્પન્ન થયો. ૫૧

तान्विषण्णान्सुरान्दृष्ट्वाचंडिकाप्राहसत्वरा ॥
उवाचकालींचामुंडेविस्तीर्णंवदनंकुरु ॥५२॥

ટીકાઃ એ ભયભીત થયેલા દેવોને દેખીને ચંડિકા પોતાના કપાળમાંથી ઉત્પન્ન થયેલાં મહાકાળી ચામુંડા પ્રત્યે બોલ્યાં કે હે ચામુંડા તારૂં મોઢું ફાડ—વિસ્તીર્ણ કર. ૫૨

मच्छस्त्रपातसंभूतान्रक्तबिंदून्महासुरान् ॥
रक्तबिंदोःप्रतीच्छत्वंवक्त्रेणानेनवेगिना ॥५३॥

ટીકાઃ-અને મારા શસ્ત્રથી હું રકતબીજને મારૂં છું તે વખત જે

લોહીનાં ટીપાં પડે તે તારા મોઢામાં વેગથી ઝીલી લે જોય પડવા દે-ઈશ નહિ. ૫૩

**भक्षयंतीचररणेतदुत्पन्नान्महासुरान् ॥**
**एवमेषक्षयंदैत्यःक्षीणरक्तोगमिष्यति ॥५४॥**

ટીકાઃ-એ અસુરનું લોહી તમારા મોઢામાં પડતાં તમારા મોઢામાં દૈત્ય ઉત્પન્ન થશે તેને તમે તરત ચાવી જજો એમ લોહીનાં ટીપાં તમારા મોઢામાં પડવાથી એ અસુર લોહી વગરનો થશે. ૫૪

**भक्ष्यमाणास्त्वयाचोग्रानचोत्पत्स्यंतिचापरे ॥**
**इत्युक्त्वातांततोदेवीशूलेनाभिजघानतं ॥५५॥**

ટીકાઃ એ રીતે તું એ દૈત્યનું લોહી મોંમાં લઈશ તેથી અને ઉત્પન્ન થયેલા દઈત્યને ખઈ જઈશ એટલે પૃથ્વીપર દઈત ઉત્પન્ન થશે નહી એટલું કહીને ચંડિકા માતા તેને ત્રિશુળવડે મારી નાંખવા મંડયાં.૫૫

**मुखेनकालीजगृहेरक्तबीजस्यशोणितं ॥**
**ततोसावाजघानाथगदयातत्रचांडिकां ॥५६॥**

ટીકાઃ એ મહાકાળી માતા હવે એ અસુરનું લોહી પોતાના મોંમાં ઝીલી લેવા લાગ્યાં એ વખતે એ અસુર ચંડિકા માતાને ગદાવડે મારવા લાગ્યો. ૫૬

**नचास्यावेदनांचक्रेगदापातोल्पिकामपि ॥**
**तस्याहतस्यदेहात्तुबहुसुस्रावशोणितं ॥५७॥**

ટીકાઃ-એ ગદાઓનો પ્રહાર ચંડિકા માતાપર થતો હતો, પણ તેમને જરાએ વાગતું નહોતું. પણ એ અસુરના શરીરમાંથી ત્રિશુળના પ્રહારે પુષ્કળ લોહી વહેવા માંડયું. ૫૭

**यतस्ततस्तद्वक्त्रेणचामुंडासंप्रतीच्छति ॥**

मुखेसमुद्गतायेस्यारक्तपातान्महासुराः ॥५८॥

ટીકાઃ એ અસુરનું લોહી ચામુંડા પોતાના ફાડેલા મોંમાં લેવા મંડયાં ને તે અસુરનું જેટલું લોહી પડ્યું તેટલું પોતાના મોંમાં ઝીલી લીધું. ૫૮

तांश्चखादाथचामुंडापपौतस्यचशोणितं ॥
देवीशूलेनवज्रेणबाणैरसिभिर्ऋष्टिभिः ॥५९॥

ટીકાઃ એ અસુરનું લોહી પડવાથી મોંમાં રાક્ષસ ઉત્પન્ન થયા તેમને ચાવી ગયાં અને લોહી પણ પીવા મંડયાં. દેવીએ શુળ, વજ્ર, બાણ, અસિ, ઋષ્ટિ.—૫૯

जघानरक्तबीजंतंचामुंडापीतशोणितं ॥
सपपातमहीपृष्ठेशस्त्रसंघसमाहतः ॥६०॥

ટીકાઃ એ હથિઆરોવડે ચંડીકા એ રકતબીજને મારવા મંડયાં અને ચામુંડા લોહી પીવા મંડયાં તેથી એ રકતબીજ શસ્ત્રથી વીંધાયલો મહી પૃષ્ટે એટલે ભોંય પડયો. ૬૦

नीरक्तश्चमहीपालरक्तबीजोमहासुरः ॥
ततस्तेहर्षमतुलमवापुस्त्रिदशान्नृप ॥६१॥

ટીકાઃ હે મહિપાળ સુરથ રાજાએ નિરકત રકતબીજ જે મોટો અસુર હતો તે પૃથ્વીપર પડયો તેથી સઘળા દેવતાઓને અતિ આનંદ થયો. ૬૧

तेषांमातृगणोजातोननर्तासृङ्मदोद्धतः ॥६२॥

ટીકાઃ એ દઇત્યોનો નાશ થતાં માતાઓનાં ટોળાં નાચ કરવા લાગ્યાં. ૬૨

॥ इतिमार्कण्डेयपुराणेसावर्णिकेमन्वंतरेदेवीमा

हात्म्येरक्तबीजवधोनामअष्टमोऽध्यायः ॥८॥

ટીકાઃ-એ પ્રમાણે માર્કંડેય પુરાણના દેવીના મહાત્મ્યનો સાવર્ણિક મન્વંતરમાં બનવાના રક્તબીજના વધ વિષેનો આઠમો અધ્યાય પુરો થયો. ૮

---

॥ श्री गणपतिर्जयति ॥

॥ राजोवाच ॥

विचित्रनिदमाख्यतंभगवन्भवताम्म ॥
देव्याश्चरितमाहात्म्यंरक्तबीजवधाश्रितं ॥१॥

ટીકાઃ-સુરથ રાજા બોલ્યો કે;—દેવીએ રક્તબીજ અસુરને મારી નાંખ્યો એથકી દેવીનું જે મહાત્મ્ય થયું એની કથા મેં આપની પાસેથી સાંભળી. ૧

भूयश्चेच्छाम्यहंश्रोतुंरक्तबीजेनिपातिते ॥
चकारशुंभोयत्कर्मनिशुंभश्चातिकोपनः ॥२॥

ટીકાઃ એ વાત તો સાંભળી પણ હજુ બાકીના કથા સાંભળવાને હું ઇચ્છું છું. રક્તબીજ રણમાં પડયા પછી શુંભ અને નિશુંભે ક્રોધમાં આવીને શું કામ કર્યું તેની કથા સંભળાવશો. ૨

॥ ऋषिरुवाच ॥

चकारकोपमतुलंरक्तबीजेनिपातिते ॥

शुंभासुरोनिशुंभश्चहतेष्वन्येषुचाहवे ॥३॥

ટીકાઃ ઋષિ બોલ્યા કે; શુંભ અને નિશુંભ એ બંન્ને ભાઈઓ, રક્તબીજના રણમાં પડ્યાની તથા સૈન્યના નાશની ખબર સાંભળી બહુજ ક્રોધે ભરાયા. ૩

हन्यमानंमहासैन्यंविलोक्यामर्षमुद्वहन् ॥

अभ्यधावन्निशुंभोथमुख्ययासुरसेनया ॥४॥

ટીકાઃ પોતાનું મોટું દળ નાશ પામ્યું તે જોતાંજ નિશુંભ અસુર, મોટા સૈન્ય સાથે દેવીના સામે લડવા આવ્યો. ૪

तस्याग्रतस्तथापृष्ठेपार्श्वयोश्चमहासुराः ॥

संदष्टौष्ठपुटाःक्रुद्धाहंतुंदेवीमुपाययुः ॥५॥

ટીકાઃ તેના અગ્ર ભાગને વિષે તથા પૃષ્ઠ ભાગને વિષે તથા પાર્શ્વ ભાગને વિષે (બાજુએ) મોટા મોટા અસુરો લડવા માટે તેની સાથે આવ્યા હતા. એ બધાને લેઇને નિશુંભ ક્રોધથી દેવીને હણવા સારૂ તેની તરફ ચાલ્યો. ૫

आजगाममहावीर्यःशुंभोपिस्वबलैर्वृतः ॥

निहंतुंचंडिकांकोपात्कृत्वायुद्धंतुमातृभिः ॥६॥

ટીકાઃ-મહા વીર્યવાન શુંભ પણ લડવાને માટે પોતાના મોટા સૈન્ય સાથે આવ્યો. તેનો વિચાર એવો હતો કે ક્રોધથી એ માતાઓનાં ટોળાંની સાથે યુદ્ધ કરી ચંડિકામાતાને મારી નાંખવી. ૬

ततोयुद्धमतीवासीद्देव्याःशुंभनिशुंभयोः ॥

शरवर्षमतीवोग्रंमेघयोरिववर्षतोः ॥७॥

ટીકાઃ-એ શુંભ અને નિશુંભના સામે દેવાની ભારે લડાઇ ચાલી અને જેમ ભારે વરસાદ વરસતો હોય તેમ બાણવૃષ્ટિ થવા લાગી. ૭

चिच्छेदास्ताञ्छरांस्ताभ्यांचंडिकास्वशरोत्करैः॥

ताडयामासचांगेषुशस्त्रौघैरसुरेश्वरौ ॥८॥

ટીકાઃ-ચંડિકાએ પોતાનાં બાણ ફેંકાને એ અસુરોએ મુકેલાં બાણોને કાપી નાખ્યાં અને પોતાનાં ઉગ્ર શસ્ત્રો તે બે અસુરોના શરીરમાં માર્યાં. ૮

निशुंभोनिशितंखड्गंचर्मचादायसुप्रभं ॥
अताडयन्मूर्ध्निसिंहंदेव्यावाहनमुत्तमं ॥९॥

ટીકાઃ-નિશુંભે પોતાનું નિશિત ખડ્ગ (તીક્ષણ તરવાર) અને ચકચકિત ઢાલ લેઇને દેવી પાસે આવતાંકને દેવીના ઉત્તમ વાહન કેસરી—સિંહને માથામાં ઘા કર્યો. ૯

ताडितेवाहनेदेवीक्षुरप्रेणासिमुत्तमं ॥
निशुंभस्याशुचिच्छेदचर्मचाप्यष्टचंद्रकं ॥१०॥

ટીકાઃ-દેવીએ જોયું કે એ અસુરે પોતાના સિંહના પર ઘા કર્યો તેથી તેમણે તેની અષ્ટચંદ્ર ઢાલ અને સુંદર ખડ્ગ કાપી નાંખ્યું. ૧૦

छिन्नेचर्मणिखड्गेचशक्तिंचिक्षेपसोसुरः ॥
तामप्यस्यद्विधाचक्रेचक्रेणाभिमुखागतां ॥११॥

ટીકાઃ-પોતાની ઢાલ અને તરવાર કપાતે છતે તે અસુરે શકિત ફેંકી, તે પોતાના મોઢા પાસે આવતી દેખીને દેવીએ તેના કડકા કર્યા ૧૧

कोपाध्मातोनिशुंभोथशूलंजग्राहदानवः ॥
आयांतंमुष्टिपातेनदेवीतच्चाप्यचूर्णयत् ॥१२॥

ટીકાઃ-નિશુંભ દઈત્યે કોપ કરીને ત્રિશુળ લેઈ દેવી ભણી ફેંક્યું પણ દેવીએ તેને મુક્કી મારી ચુરેચુરા કરી નાંખ્યો. ૧૨

आविध्याथगदांसोपिचिक्षेपचंडिकांप्रति ॥
सापिदेव्यात्रिशूलेनभिन्नाभस्मत्वमागता ॥१३॥

ટીકાઃ-પછી એ અસુરે દેવી ચંડિકાને મારવા વખતે ગદા નાંખી પણ દેવીએ પોતાના ત્રિશુળ વતે તેના કડકે કડકા કરી નાખ્યા ને તેની બળીને ભસ્મ થઈ ગઈ. ૧૩

ततःपरशुहस्तंतमायांतंदैत्यपुंगवं ॥
आहत्यदेवीबाणौघैरपातयतभूतले ॥१४॥

ટીકાઃ પછી દઇત્ય નિશુંભ હાથમાં પરશુ (ફરશો) લેઇને દેવી ભણી આવ્યો પણ દેવીએ તેને બાણે. મારવાથી તે મૂર્છા ખાઇને ભોંય પડયો. ૧૪

तस्मिन्निपतितेभूमौनिशुंभेभीमविक्रमे ॥
भ्रातर्यतीवसंक्रुद्धः प्रययौहंतुमंबिकां ॥१५॥

ટીકાઃ-પોતાના ભાઇને ભોંય પડેલા દેખીને ભીમ અને વિક્રમ એવો શુંભ ભારે ક્રોધે ભરાઇને પોતાના ભાઈને ભોંય પાડનારી અંબીકા સામે લડવાને રણમાં આવ્યો. ૧૫

सरथस्थस्तथात्युच्चैर्गृहीतपरमायुधैः ॥
भुजैरष्टाभिरतुलैर्व्याप्याशेषंबभौनभः ॥१६॥

ટીકાઃ એ શુંભ દઇત્ય રથમાં બેઠો હતો એને આઠ હાથ હતા અને આઠે હાથમાં નાના પ્રકારનાં મોટાં આયુધ ઝાલ્યાં હતાં. એ બહુ તેજવાન પુરૂષ હતો, તેથી બધું તેજમય દીસવા લાગ્યું. ૧૬

तमायांतंसमालोक्यदेवीशंखमवादयत् ॥
ज्याशब्दंचापिधनुषश्चकारातीवदुस्सहं ॥१७॥

ટીકાઃ દેવીએ તેને આવતો જોઇને શંખનાદ કર્યો તથા દુસ્સહ જ્યા શબ્દ કર્યો—ધનુષની દોરી ચઢાવી તેથી દઇત્યો બીહે એવો અસહ્ય અવાજ થયો. ૧૭

पूरयामासककुभोनिजघंटास्वनेनच ॥

**समस्तदैत्यसैन्यानांतेजोवधविधायिना ॥१८॥**

ટીકાઃ—દેવીએ પોતાની ઘંટાનો એવો અવાજ કર્યો કે તેથી દશે દિશાઓ ભરાઇ ગઇ અને સમસ્ત દઇત્ય સૈન્યના તેજનો વધ (નાશ) થયો. ૧૮

**ततःसिंहोमहानादैस्त्याजितेभमहामदैः ॥**
**पूरयामासगगनंगांतथैवदिशोदश ॥१९॥**

ટીકાઃ પછી દેવના સિંહે પણ ગર્જના કરી તેથી દઇત્ય સૈન્યમાંના હાથીઓનો મદ ઉતરી ગયો અને ગગન, પૃથ્વી તથા દશે દિશાઓ ભરાઈ ગઇ. ૧૯

**ततःकालीसमुत्पत्यगगनंक्ष्मामताडयत् ॥**
**कराभ्यांतन्निनादेनप्राक्स्वनास्तेतिरोहिताः॥२०॥**

ટીકાઃ તે વખતે મહાકાળી આકાશમાં ચઢી ગઇ અને ત્યાંથી ભોંય ઉતરી પોતાના બન્ને હાથ પૃથ્વીપર ઠોક્યા તેથી અતિ ભારે અવાજ થયો અને તે અવાજ પહેલાંના સઘળા અવાજથી બહુ ભારે હતો. ૨૦

**अट्टाट्टहासमशिवंशिवदूतीचकारह ॥**
**तैःशब्दैरसुरास्त्रेसुःशुंभःकोपंपरंययौ ॥२१॥**

ટીકાઃ દેવીએ ખડખડાટ હાસ્ય કર્યું. એ દેવી શીવ દુતિના હાસ્યથી જે શબ્દ થયો તેથી સઘળા અસુરો અને શુંભ ક્રોધે ભરાયો. ૨૧

**दुरात्मंस्तिष्ठतिष्ठेतिव्याजहारांबिकायदा ॥**
**तदाजयेत्यभिहितंदेवैराकाशसंस्थितैः ॥२२॥**

ટીકાઃ-એ વખતે અંબિકા માતાએ એ અસુરને કહ્યું કે હે દુરાત્મા તું ઉભો રહે, ઉભો રહે; ત્યારે આકાશમાં વિમાનમાં બેઠેલા દેવતાઓ બોલ્યા કે દેવીનો જય થાવ. ૨૨

शुंभेनागत्ययाशक्तिर्मुक्ताज्वालातिभीषणा ॥
आयांतीवह्निकूटाभासानिरस्तामहोल्कया ॥२३॥

ટીકાઃ-શુંભે આવીને અતિ જ્વાળામય બિહામણી શકિત મૂકી; તે આગના ઢગલા જેવી દેવી તરફ આવતી હતી તેવીજ દેવીએ મહોલ્કા (મોટી આગ) એ નામની શકતી ફેંકી અસુર શકિતનો નાશ કર્યો. ૨૩

सिंहनादेनशुंभस्यव्याप्तंलोकत्रयांतरं ॥
निर्घातनिःस्वनोघोरोजितवानवनीपते ॥२४॥

ટીકાઃ-શુંભે સિંહનાદ કર્યો તેથી હે અવનિપતિ સુરથરાજા ત્રણે લોક ભરાઇ ગયાં પણ દેવીએ નાદ કરીને તેના નાદને નિર્ઘાત કરી નાંખ્યો. ૨૪

शुंभमुक्ताञ्छरान्देवीशुंभस्तत्प्रहिताञ्छरान् ॥
चिच्छेदस्वशरैरुग्रैःशतशोथसहस्रशः ॥२५॥

ટીકાઃ શુંભે જે બાણો મૂકયાં તે દેવીએ કાપી નાખ્યાં અને દેવીનાં મૂકેલાં ઉગ્ર બાણોને એ અસુરે કાપી નાંખ્યાં એમ સેંકડો અને હજારો બાણો અરસપરસ મૂકાયાં. ૨૫

ततःसाचंडिकाक्रुद्धाशूलेनाभिजघानतं ॥
सतदाभिहतोभूमौमूर्छितोनिपपातह ॥२६॥

ટીકાઃ-પછી ચંડીકાને રીસ ચઢી તેથી તેણે ત્રિશુળ લેઇને એ અસુરને મારયું. એટલે તત્કાળ તે મુર્છા ખાઇને ભોંય પડયો. ૨૬

ततोनिशुंभःसंप्राप्यचेतनामात्तकार्मुकः ॥
आजघानशरैर्देवींकालींकेसरिणंतथा ॥२७॥

ટીકાઃ-એ વખતે નિશુંભની મૂર્છા વળી અને તે સાવધાન થયો હતો માટે તેણે મહાકાળી દેવીના સિંહને બાણો મારવા માંડયાં. ૨૭

पुनश्चक्रुत्वाबाहुनामयुतंदनुजेश्वरः ॥
चक्रायुधेनदितिजच्छादयामासचंडिकां ॥२८॥

ટીકાઃ-તે દનુજેશ્વર નિશુંભે પોતાના અયુત (દશહજાર) હાથ ધારણ કરીને તે બધા હાથમાં ચક્ર નામનું હથીયાર ધારણ કરીને તે બધાં ચક્રો દેવી ઉપર નાખી તેને ચક્રવડે ઢાંકી નાંખી. ૨૮

ततोभगवतीक्रुद्धादुर्गादुर्गार्तिनाशिनी ॥
चिच्छेदतानिचक्राणिस्वशरैःसायकांश्चतान् ।२९।

ટીકાઃ-ભગવતી દુર્ગાર્તિનાશિની (ભારે ભારે દુઃખનો નાશ કરે એવી) દુર્ગા માતાએ ક્રોધ કરીને ઘણાં બાણ મુકી તે અસુરનાં સઘળાં ચક્રને છેદી નાંખ્યાં. ૨૯

ततोनिशुंभोवेगेनगदामादायचंडिकां ॥
अभ्यधावतवैहंतुंदैत्यसेनासमावृतः ॥३०॥

ટીકાઃ-પછી દૈત્ય સેનાથી ઘેરાયલો નિશુંભ વેગથી પોતાના હાથમાં ગદા લેઇ ચંડિકાને હણવાને દોડયો ૩૦

तस्यापततएवाशुगदांचिच्छेदचंडिका ॥
खड्गेनशितधारेणसचशूलंसमाददे ॥३१॥

ટીકાઃ-તેને આવતો જોઇને ચંડિકાએ પોતાના તિક્ષણ ખડ્ગની ધાર વડે તેની ગદા કાપી નાંખી તેથી તે ત્રિશૂળ લેઇને ધાયો. ૩૧

शूलहस्तंसमायांतंनिशुंभममरार्दनं ॥
हृदिविव्याधशूलेनवेगाविद्धेनचंडिका ॥३२॥

ટીકાઃ-અમરાર્દન એટલે દેવતાઓને દુખ દેનાર નિશુંભને પોતાના હાથમાં ત્રિશૂળ લેઇને આવતો દેખીને દેવીએ પોતાનું ત્રિશુળ તેના હૈયામાં માર્યું તેથી ૩૨

भिन्नस्यतस्यशूलेनहृदयनिःसृतोपरः ॥
महाबलोमहावीर्यस्तिष्ठेतिपुरुषोवदन् ॥३३॥

ટીકાઃ તેજ ક્ષણે જેવું તેનુ હૃદય ત્રિશુળથી ચિરાયું કે તરતજ એક મોટો બળવાન અને મહા વિર્યવાન પુરૂષ તેની છાતીમાંથી નીકળ્યો અને દેવીને કહેવા લાગ્યો કે ઉભી રહે, ઉભી રહે. ૩૩

तस्यनिष्क्रामतोदेवीप्रहस्यस्वनवत्ततः ॥
शिरश्चिच्छेदखड्गेनततोसावपतद्भुवि ॥३४॥

ટીકાઃ-એ છાતીમાંથી નિકળતા પુરૂષને દેખીને દેવીને હસવું આવ્યું. પછી દેવીએ પોતાની તરવારવડે તેનું માથું કાપી નાંખ્યું તેથી તે ભોંય પડયું. ૩૪

ततःसिंहश्चखादोग्रदंष्ट्राक्षुण्णशिरोधरान् ॥
असुरांस्तांस्तथाकालीशिवदूतितथापरान् ॥३५॥

ટીકાઃ-પછી દેવીના સિંહે પોતાના ઉગ્ર દાંતોવડે અસુરોનાં માથાં કરડી ખાવા માંડ્યા અને મહાકાળી તથા માતા શિવદુતી પણ દેવતાના દુશ્મનના કોળીઆ કરવા મંડયાં. ૩૫

कौमारीशक्तिनिर्भिन्नाःकेचिन्नेशुर्महासुराः ॥
ब्रह्माणीमंत्रपूतेनतोयेनान्येनिराकृताः ॥३६॥

ટીકાઃ કૌમારી માતાએ પોતાની શકિત મારીને ઘણા અસુરોને મારી નાંખ્યા તથા બ્રહ્માણી માતાએ પોતાના મંત્રપુત એટલે મંત્રથી પવિત્ર કરેલા પાણીવડે ઘણાક દૈત્યને પરલોકમાં મોકલ્યા. ૩૬

माहेश्वरीत्रिशूलेनभिन्नाःपेतुस्तथापरे ॥
वाराहीतुंडघातेनकेचिच्चूर्णीकृताभुवि ॥३७॥

ટીકાઃ-માહેશ્વરી દેવીએ ત્રિશૂળવડે મારી નાંખ્યા અને વારાહી માતાએ તુંડઘાતે એટલે મોઢાવડે અસુરોનો ચૂરેચૂરો કરી નાંખ્યો. ૩૭

खंडंखंडंचचक्रेणवैष्णव्यादानवाःकृताः ॥
वज्रेणचैंद्रीहस्ताग्रविमुक्तेनतथापरे ॥३८॥

ટીકાઃ વૈષ્ણવી માતાએ પોતાનું સુદર્શન ચક્ર મૂકીને દાનવોનો ચૂરેચૂરા કરી નાંખ્યો તથા ઐંદ્રી માતાએ વજ્રવડે કકડે કકડા કરી નાંખ્યા. ૩૮

केचिद्विनेशुरसुराःकेचिन्नष्टामहाहवात् ॥
भक्षिताश्चापरेकालीशिवदूतीमृगाधिपैः ॥३९॥

ટીકાઃ એ રીતે એ યુદ્ધમાં ઘણા અસુરોને મહાકાળીએ પેટમાં નાંખ્યા. શીવદૂતી માતાએ પણ ઘણાના કોળીઆ કર્યા અને મૃગરાજ સિંહે પણ ઘણાકનું ભક્ષણ કર્યું અને કેટલાક નાશી પણ ગયા. ૩૯

॥ इतिमार्कण्डेयपुराणेसावर्णिकेमन्वंतरेदेवीमाहात्म्येनिशुंभवधोनामनवमोऽध्यायः ॥९॥

ટીકાઃ એ રીતે માર્કંડેય પુરાણનો સાવર્ણિક મન્વંતરમાં બનવાનો દેવીના મહાત્મ્યનો જેમાં નિશુંભનું મરણ વર્ણવેલું છે એવો આ નવમો અધ્યાય પૂરો થયો. ૯

---

॥ श्रीगणपतिर्जयति ॥

॥ ऋषिउवाच ॥

निशुंभंनिहतंदृष्ट्वाभ्रातरंप्राणसंमितं ॥

हन्यमानंबलंचैवशुंभःक्रुद्धोब्रवीद्वचः ॥१॥

ટીકાઃ ઋષી બોલ્યા કે;—પોતાનો પ્રાણ સમાન વહાલો ભાઈ નિશુંભ હણાતે છતે તથા સૈન્ય નાશ પામતે છતે શુંભ ક્રોધથી બોલ્યો કે; ૧

बलावलेपाद्दुष्टेत्वंमादुर्गेगर्वमावह ॥
अन्यासांबलमाश्रित्ययुध्यसेयातिमानिनी ॥२॥

ટીકાઃ-હે બળથી ઘેરાયલી દુર્ગે, હે દુષ્ટા તું ગર્વ માં કર. તું માત્ર બીજાં આ તારાં આશ્રીતો છે તેઓના બળથી જીતે છે. ૨

॥ देव्युवाच ॥

एकैवाहंजगत्यत्रद्वितीयाकाममापरा ॥
पश्यैतादुष्टमय्येवविशंत्योमद्विभूतयः ॥३॥

ટીકાઃ દેવી બોલ્યાં કે આખા જગતમાં માત્ર હું જ એકલી છું મારા સિવાય બીજું કોઇએ નથી. જો દુષ્ટ, જો, આ બધાં મારાં રૂપો મારામાં સમાઈ જાય છે. ૩

ततःसमस्तास्तादेव्योब्रह्माणीप्रमुखालयं ॥
तस्यादेव्यास्तनौजग्मुरेकैवासीत्तदांबिका ॥४॥

ટીકાઃ દેવી એટલું બોલ્યાં કે તરતજ બ્રહ્માણી વગેરે દેવીઓ અંબીકા માતાના શરીરમાં સમાઇ ગઇ અને માત્ર એકલાં અંબીકા રહ્યાં. ૪

॥ देव्युवाच ॥

अहंविभूत्याबहुभिरिहरूपैर्यदास्थिता ॥
तत्संहृतंमयैकैवतिष्ठाम्याजौस्थिरोभव ॥५॥

ટીકાઃ દેવી બોલ્યાં કે પહેલાં હું મારી ઘણી શક્તિઓથી ઘેરાયલી અને ઉભી હતી એ બધાં રૂપોને મેં હરણ કરીને મારામાં સમાવી દીધાં છે ને હું એકલીજ ઉભેલી છું માટે લડવાને સ્થિર થા. ૫

॥ ऋषिउवाच ॥

ततःप्रववृतेयुद्धंदेव्याःशुंभस्यचोभयो ॥
पश्यतांसर्वदेवानामसुराणांचदारुणं ॥६॥

ટીકાઃ રૂષિ બોલ્યા કે, ત્યાર પછી તરત એ અંબિકા માતા અને અસુર શુંભ એ બેનું દારૂણ યુદ્ધ થયું. તે યુદ્ધ દેવતાઓ અને દાનવો જોવા લાગ્યા. ૬

शरवर्षैःशितैःशस्त्रैस्तथास्त्रैश्चैवदारुणैः ॥
तयोर्युद्धमभूद्भूयःसर्वलोकभयंकरं ॥७॥

ટીકાઃ એ લડાઇમાં બાણોનો વરસાદ વરસવા લાગ્યો. અને ધારવાળાં પુષ્કળ શસ્ત્ર અસ્ત્રો છૂટવા લાગ્યાં. અને જગત માત્રને ભીતિ ઉત્પન્ન થાય એવું ભયંકર યુદ્ધ ચાલ્યું. ૭

दिव्यान्यस्त्राणिशतशोमुमुचेयान्यथांबिका ॥
बभंजतानिदैत्येंद्रस्तत्प्रतीघातकर्तृभिः ॥८॥

ટીકાઃ દેવી અંબિકાએ જેજે દિવ્ય અસ્ત્રો મુકયાં તે બધાંએ દૈત્યેંદ્ર શુંભે પ્રતિઘાતથકી ભાગી નાંખ્યાં ૮

मुक्तानितेनचास्त्राणिदिव्यानिपरमेश्वरी ॥
बभंजलीलयैवोग्रहुंकारोच्चारणादिभिः ॥९॥

ટીકાઃ-અને શુંભે જેજે દિવ્ય અસ્ત્રો મુકયાં તે બધાં એ પરમેશ્વરીએ માત્ર હુંકારો કર્યો તેથી ભાગી ગયાં એવી દેવીની લીલા હતી. ૯

ततश्शरशतैर्देवीमाच्छादयतसोसुरः ॥
सापितत्कुपितादेवीधनुश्चिच्छेदचेषुभिः ॥१०॥

ટીકાઃ-પછી એ અસુરે સેંકડો બાણો મુકીને દેવીને છાઈ નાંખી પણ દેવી કોપાયમાન થઇ અને તેણીએ તે બધાં બાણો તથા અસુરનું ધ-

નુષ કાપી નાંખ્યું. ૧૦

छिन्नेधनुषिदैत्येंद्रस्तथाशक्तिमथाददे ॥
चिच्छेददेवीचक्रेणतामप्यस्यकरेस्थिताम् ॥११॥

ટીકાઃ-ધનુષ છેદાતે છતે તે દૈત્યેંદ્રે પોતાના હાથમાં શકિત લીધી. દેવીએ તેને તેના હાથમાંજ પોતાના ચક્રવડે કાપી નાંખી. ૧૧

ततःखङ्गमुपादायशतचंद्रंचभानुमत् ॥
अभ्यधावत्तदादेवींदैत्यानामधिपेश्वरः ॥१२॥

ટીકાઃ-પછી તેણે શતચંદ્ર ખડ્ગ લીધું (એ ખડ્ગ ( તરવાર ) એવું હતું કે તેનો પ્રકાશ સો ચંદ્રમા બરાબર હતો) અને તે લેઇ શુંભ દૈત્યેંદ્ર દેવીને મારવા દોડયો. ૧૨

तस्यापततएवाशुखङ्गंचिच्छेदचंडिका ॥
धनुर्मुक्तैःशितैर्बाणैश्चर्मचार्ककरामलं ॥१३॥

ટીકાઃ તેને આવતો દેખીને એ ચંડિકાએ પોતાનાં ધારવાળાં બાણો મુકીને એ શતચંદ્ર ખડ્ગના કડકા કર્યા એટલુંજ નહિ પણ એ અસુરની સૂર્ય સમાન ઢાલ હતી તેને પણ કાપી નાંખી. ૧૩

हताश्वःसतदादैत्यश्छिन्नधन्वाविसारथिः ॥
जग्राहमुद्गरंघोरमंबिकानिधनोद्यतः ॥१४॥

ટીકાઃ-જેના રથના ઘોડા મારી નાંખ્યા છે તથા ધનુષ અને સારથી પણ દેવીના બાણથી મરી ગયાં છે એવા એ દઇત્ય શુંભ પોતાના હાથમાં એક મોટો મુગદળ (મુદ્ગર) લેઇને અંબીકા દેવીને મારવા માટે ઉદ્યમ કરવા લાગ્યો. ૧૪

चिच्छेदापततस्तस्यमुद्गरंनिशितैःशरैः ॥
तथापिसोभ्यधावत्तांमुष्टिमुद्यम्यवेगवान् ॥१५॥

ટીકાઃ-નીશીત એટલે ધારવાળાં બાણોવડે દેવીએ એ અસુરનો મુગદળ કાપી નાંખ્યો. તો પણ તે અસુર મુઠ્ઠી વાળીને મુષ્ટી પ્રહાર કરવા દોડયો. ૧૫

समुष्टिंपातयामासहृदयेदैत्यपुंगवः ॥
देव्यास्तंचापिसादेवीतलेनोरस्यताडयत् ॥१६॥

ટીકાઃ-એ દઈત્યે આવતાંકને દેવીની છાતીમાં જોરભેર મુઠ્ઠી મારી પણ દેવીએ તેને તરતજ છાતીમાં લાત મારી. ૧૬

तलप्रहाराभिहतोनिपपातमहीतले ॥
सदैत्यराजःसहसापुनरेवतथोत्थितः ॥१७॥

ટીકાઃ-લાત વાગવાથી તે દઈત્ય રાજા પૃથ્વીપર પડયો પણ તરતજ પાછો ઉઠીને બેઠો થયો. ૧૭

उत्पत्यचप्रगृह्योच्चैर्देवींगगनमास्थितः ॥
तत्रापिसानिराधारायुयुधेतेनचंडिका ॥१८॥

ટીકાઃ-અને દેવીને બાથમાં પકડીને તેમને લઈ આકાશમાં ઉડયો. દેવી ગગનમાં નિરાધાર ઉભાં રહીને તે અસુરની સાથે યુદ્ધ કરવા લાગ્યાં. ૧૮

नियुद्धंखेतदादैत्यश्चंडिकाचपरस्परम् ॥
चक्रतुःप्रथमंयुद्धंमुनिविस्मयकारकं ॥१९॥

ટીકાઃ-એ દઈત્ય અને ચંડિકામાતા વચ્ચે પ્રથમ પરસ્પર ગગનમાં યુદ્ધ ચાલ્યું. એ યુદ્ધ એવું હતું કે મુનીઓ પણ તે જોઈને વિસ્મય થઈ ગયા. ૧૯

ततोनियुद्धंसुचिरंकृत्वातेनांबिकासह ॥
उत्पाट्यभ्रामयामासाचिक्षेपधरणीतले ॥२०॥

ટીકાઃ-ગગનમાં તેમનું યુદ્ધ ઘણા વરસ ચાલ્યું પછી ચંડિકામાતાએ એ અસુરને ઝાલતાંકને ઉંચેથી ભોંય ફેંકયો અને પાછો નીચેથી ઉપાડી માથે ફેરવી પૃથ્વીપર પછાડયો. ૨૦

सक्षिप्तोधरणींप्राप्यमुष्टिमुद्यम्यवेगतः ॥
अभ्यधावतदुष्टात्माचंडिकानिधनेच्छया ॥२१॥

ટીકાઃ-તે ભોંય પડયો પણ તરત ઉઠયો અને મુક્કી વાળીને તે દુષ્ટાત્મા અસુર ચંડિકામાતાને મારી નાંખવાની ઇચ્છાથી વેગસહીત તેમની ભણી દોડયો. ૨૧

तमायांततंततोदेवीसर्वदैत्यजनेश्वरं ॥
जगत्यांपातयामासभित्वाशूलेनवक्षसि ॥२२॥

ટીકાઃ-દેવીએ તે દૈત્યના ઇશ્વર શુંભને આવતો દીઠો કે તરતજ તેની છાતીમાં ત્રિશૂલ માર્યું અને તેને ભોંય નાંખ્યો. ૨૨

सगतासुःपपातोर्व्यांदेवीशूलाग्रविक्षतः ॥
चालयन्सकलांपृथ्वींसाब्धिद्वीपांसपर्वतां ॥२३॥

ટીકાઃ-દેવીના ત્રિશૂળના અગ્ર ભાગથી જેની છાતી વીંધાઇ ગઇ છે એવા એ અસુર પ્રાણ ત્યાગ કરીને ભોંય પડયો તે વખત સકળ પૃથ્વી, સમુદ્રો અને દ્વીપો, તથા પર્વતો હાલવા માંડયા. ૨૩

ततःप्रसन्नमखिलंहतेतस्मिन्दुरात्मनि ॥
जगत्स्वास्थ्यमतीवापनिर्मलंचाभवन्नभः ॥२४॥

ટીકાઃ એ દુરાત્મા અસુર મુઆ તેથી આખી પૃથ્વીને આનંદ થયો. જગતને સ્વાસ્થ્ય પ્રાપ્ત થયું. નદીઓનાં [illegible] નિર્મળ થયાં. નભ એટલે આકાશ પણ ચોખ્ખું થયું. ૨૪

उत्पातमेघास्सोल्कायेप्रागासंस्तेशमंययुः ॥

सरितोमार्गवाहिन्यस्तथासंस्तत्रपातिते ॥२५॥

ટીકાઃ પહેલાં ઉલ્કાપાત ( ખરતા તારાનો વરસાદ વરસે તે ) થતો હતો તે બંધ પડયો અને એ અસુરને મરતે કરીને નદીઓ પોતાના માર્ગમાં વહેવા લાગી. ૨૫

ततोदेवगणाःसर्वेहर्षनिर्भरमानसाः ॥
बभूवुर्निहतेतस्मिन्गंधर्वाललितंजगुः ॥२६॥

ટીકાઃ સઘળા દેવતાના ગણો એટલે ટોળાં હર્ષ નિર્ભર થઇ રહ્યાં અને ગંધર્વો લલિત ગાયન કરવા લાગ્યા. ૨૬

अवादयंस्तथैवान्येननृतुश्चाप्सरोगणाः ॥
ववुःपुण्यास्तथावातास्सुप्रभोभूद्दिवाकरः ॥२७॥

ટીકાઃ-બીજા ગંધર્વો વાજિંત્ર વગાડવા લાગ્યા અને અપ્સરાઓ નાચવા લાગી. વાયુ પણ સુંદર વાવા લાગ્યો અને સુર્ય (દિવાકર) પણ પૂર્ણ પ્રકાશમાં ચળકવા લાગ્યો. ૨૭

जज्वलुश्चाग्नयश्शांताश्शांतादिग्जनितस्वनाः ॥२८॥

ટીકાઃ-બળતો અગ્નિ શાંત થયો અને દશે દિશાઓમાં શાંતિ શાંતિ થઇ રહી. ૨૮

॥ इतिमार्कण्डेयपुराणेसावर्णिकेमन्वंतरेदेवीमाहात्म्येशुंभवधोनामदशमोऽध्यायः ॥१०॥

ટીકાઃ-એ રીતે માર્કંડેય પુરાણનો સાવર્ણિક મન્વંતરમાં થનારાનો દશમો અધ્યાય જેની અંદર શુંભનો વધ છે તે પુરો થયો. ૧०

॥ श्रीगणपतिर्जयति ॥

॥ ऋषिरुवाच ॥

देव्याहतेतत्रमहासुरेंद्रेसेंद्राःसुरावह्निपुरोगमास्ता ॥ कात्यायनींतुष्टुवुरिष्टलाभाद्विकासिवक्त्राब्जविकासिताशाः ॥१॥

ટીકાઃ-દેવીએ એ મહા મોટા અસુરોના ઈંદ્ર શુંભને મારી નાંખ્યો તેથી વન્હી દેવ ઈંદ્ર સહિત સઘળા દેવતાઓને લેઇને કાત્યાયની દેવીની સ્તુતિ કરવા માટે ગયા. કારણ કે તેમણે અસુરને મારીને ઇષ્ટ લાભ આપ્યો હતો. એ દેવીનું મોઢું ઉઘડેલા કમળના જેવું આનંદમય હતું. ૧

देविप्रपन्नार्तिहरेप्रसीदप्रसीदमातर्जगतोखिलस्य ॥ प्रसीदविश्वेश्वरिपाहिविश्वंत्वमीश्वरीदेविचराचरस्य ॥२॥

ટીકાઃ-હે દેવી જે તારે શરણે દુઃખીઆરાઓ આવે છે તેઓનાં તું દુઃખ નાશ કરેછે, હે દેવી તું કૃપા કર. હે અખીલ જગતની માતા કૃપા કર. હે વિશ્વેશ્વરી કૃપા કર અને વિશ્વનું રક્ષણ કર. હે દેવી તારો અધિકાર ચર અને અચર પ્રાણીથકી વ્યાપ્ત એવો સર્વ વિશ્વપર છે. ૨

आधारभूताजगतस्त्वमेकामहीस्वरूपेणयतःस्थितासि ॥ अपांस्वरूपस्थितयात्वयैतदाप्याय्यतेकृत्स्नमलंघ्यवीर्यं ॥३॥

ટીકાઃ-હે દેવી માત્ર તું એકલીજ જગતને આધારભુત છું કારણ કે તું મહી સ્વરૂપે સ્થિતિમાન થયેલી છું. પાણીને સ્વરૂપે પણ તુંજ વ્યાપેલી છે તેથી કરીને જગત માત્ર જીવી શકે છે. હે દેવી તું અલંઘ્ય વિર્ય એટલે બહુજ બળવાન છું. ૩

**त्वंवैष्णवीशक्तिरनंतवीर्याविश्वस्यबीजंपरमासिमाया ॥ संमोहितंदेविसमस्तमेतत्त्वंवैप्रसन्नाभुविमुक्तिहेतुः ॥४॥**

ટીકાઃ-હે દેવી તું વૈષ્ણવી છું તુંજ શકિત, તુંજ અનંતવિર્યા અને તુંજ વિશ્વનું બીજ એટલે મૂળ આદિ કારણ છું, તું પરમા એટલે મોટામાં મોટી અને માયા છું. આ સકળ વિશ્વને તેં મોહમાં નાંખ્યું છે અને હે પ્રસન્ના એટલે પ્રસન્ન મુખવાળી આ સંસારમાં માત્ર તુંજ મુકિત હેતુ એટલે મુકિત આપનારી છું. ૪

**विद्याःसमस्तास्तवदेविभेदाःस्त्रियःसमस्ताःसकलाजगत्सु ॥ त्वयैकयापूरितमंबयैतत्कातेस्तुतिःस्तव्यपरापरोक्तिः ॥५॥**

ટીકાઃ હે દેવી ચૌદ પ્રકારની વિદ્યા તે તુંજ છું અને સમસ્ત ભેદો (૬૦ ભેદ કહેવાય છે) પણ તુંજ છું. આ જગતની સઘળી સ્ત્રીઓમાં તારો અંશ છે. તેં એકલીએજ સઘળું જગત પુરી નાંખ્યું છે. હે અંબિકા માતા, તમારી સ્તુતિ અમે કઇ રીતે કરીએ ? પરોકિતથી કરીએ કે અપરોકિતથી કરીએ ? ૫

**सर्वभूतायदादेवीस्वर्गमुक्तिप्रदायिनी ॥**
**त्वंस्तुतास्तुतयेकावाभवंतिपरमोक्तयः ॥६॥**

ટીકાઃ-હે દેવી તમે સર્વભુતા છો, તમેજ સ્વર્ગ અને મુકિતનાં આપનારાં છો, હે દેવી તું સ્તુત્ય છું. ૬

सर्वस्यबुद्धिरूपेणजनस्यहृदिसंस्थिते ॥
स्वर्गापवर्गदेदेविनारायणिनमोस्तुते ॥७॥

ટીકાઃ-સર્વ માણસ માત્રના હૃદયમાં જે બુદ્ધિરૂપે રહેલી છે એવી સ્વર્ગ અને અપવર્ગને આપનારી દેવી નારાયણીને અમે નમીએ છીએ. ૭

कलाकाष्ठादिरूपेणपरिणामप्रदायिनी ॥
विश्वस्योपरतौशक्तेनारायणिनमोस्तुते ॥८॥

ટીકાઃ કળા, કાષ્ટા વગેરે કાળનાં ( વખતનાં ) રૂપો તે તમારાંજ છે માટે તમે પરિણામ આપનારાં એટલે પરિણામ પ્રદાયિની માતા છો. હે સકળ વિશ્વની વિનાશક શકિત નારાયણી અમે તને નમીએ છીએ. ૮

सर्वमंगलमांगल्येशिवेसर्वार्थसाधिके ॥
शरण्येत्र्यंबकेगौरिनारायणिनमोस्तुते ॥९॥

ટીકાઃ-તમે સર્વ મંગળકાર્યને માંગલ્ય રૂપી છો. હે શિવા, તમે સર્વ અર્થનાં સાધકરૂપી માતાજી છો. હે શરણે આવવા લાયક, હે ત્રણ આંખવાળાં, હે ગૌરી અને નારાયણી માતાજી અમે તને નમીએ છીએ. ૯

सृष्टिस्थितिविनाशानांशक्तिभूतेसनातनि ॥
गुणाश्रयेगुणमयेनारायणिनमोस्तुते ॥१०॥

ટીકાઃ હે સૃષ્ટિની સ્થિતિ અને વિનાશરૂપી શકિ તું સનાતની છું. તું સઘળા ગુણ ( સત્વ, રજ, ને તમ ) નુ આશ્રય છું. તું ગુણમય છું. એવી હે નારાયણી અમે તને નમીએ છીએ. ૧૦

शरणागतदीनार्तपरित्राणपरायणे ॥
सर्वस्यार्तिहरेदेविनारायणिनमोस्तुते ॥११॥

ટીકાઃ-તારે આશ્રયે આવેલા શરણાગત દીન જનો જેઓ દુખથી પીડાય છે તેઓનાં દુઃખથી તેમને બચાવનારી માતા તું સર્વનાં દુઃખ

નાશ કરનારી છું એવી હે નારાયણી અમે તને નમીએ છીએ. ૧૧

हंसयुक्तविमानस्थेब्रह्माणीरूपधारिणि ॥
कौशांभःक्षुरिकेदेविनारायणिनमोस्तुते ॥१२॥

ટીકાઃ-હે સયુકત વિમાનમાં બેસનારાં હે બ્રહ્માણી માતાજી તમારા હાથમાં કમંડળ છે એવાં હે નારાયણી અમે તમને નમીએ છીએ. ૧૨

त्रिशूलचंद्राहिधरेमहावृषभवाहनि ॥
माहेश्वरीस्वरूपेणनारायणिनमोस्तुते ॥१३॥

ટીકાઃ-હે દેવી તેં ત્રિશૂળ ધારણ કરયુ છે તથા માથે ચંદ્રનું તારે ધરેણું છે અને સાપનો તારે સણગાર છે તથા આખલાપર બેઠેલાં છો એવાં હે માતાજી માહેશ્વરી, હે નારાયણી અમે તમને નમીએ છીએ. ૧૩

मयूरकुकुटवृतेमहाशक्तिधरेऽनघे ॥
कौमारीरुपसंस्थानेनारायणिनमोस्तुते ॥१४॥

ટીકાઃ-હે અનઘ એટલે પવિત્ર દેવી. તમે મોર તથા કુકડાઓથી ઘેરાયલાં છો અને તમે મોટી મોટી શકિતઓને ધારણ કરો છો એવાં કૌમારી રૂપે વ્યાપેલાં નારાયણીને અમે નમીએ છીએ. ૧૪

शंखचक्रगदाशार्ङ्गगृहीतपरमायुधे ॥
प्रसीदवैष्णवीरूपेनारायणिनमोस्तुते ॥१५॥

ટીકાઃ મોટાં મોટાં આયુધો જેવાં કે શંખ, ચક્ર, ગદા તથા સારંગ નામનું ધનુષ્ય; એ જેણે ધારણ કરેલાં છે એવાં વૈષ્ણવી માતા કૃપા કરો. હે નારાયણી અમે તમને નમીએ છીએ ૧૫

गृहीतोग्रमहाचक्रेदंष्ट्रोद्धृतवसुंधरे ॥
वराहरूपिणिशिवेनारायणिनमोस्तुते ॥१६॥

ટીકાઃ-તમે મહા ચક્ર હાથમાં ગ્રહણ કરયું અને દાઢનડે વસુંધરા

(પૃથ્વી) ને ઉચકી એવાં હે વારાહ અવતારી શીવા જે નારાયણી છે તેમને અમે નમીએ છીએ ૧૬

नृसिंहरूपेणोग्रेणहंतुंदैत्यान्कृतोद्यमे ॥
त्रैलोक्यत्राणसहितेनारायणिनमोस्तुते ॥१७॥

ટીકાઃ-હે દેવી તેં નૃસિંહ અવતાર લીધો અને દઇત્યોને મારવાને ઉદ્યમ કીધો તથા ત્રણે લોકનું પરિત્રાણ કીધું એવાં હે માતાજી નારાયણી અમે તમને નમીએ છીએ. ૧૭

किरीटिनेमहावज्रेसहस्रनयनोज्ज्वले ॥
वृत्रप्राणहरेचैंद्रेनारायणिनमोस्तुते ॥१८॥

ટીકાઃ સુંદર મુગટવાળાં અને હાથમાં વજ્ર લીધેલું છે એવાં તથા જેને ઉજવળ હજાર આંખ્યો છે એવાં ઐંદ્રી માતાજીએ વૃત્રને મારી નાંખ્યો એ ઐંદ્રી રૂપનાં નારાયણી માતાને અમે નમીએ છીએ. ૧૮

शिवदूतीस्वरूपेणहतदैत्यमहाबले ॥
घोररूपेमहारावेनारायणिनमोस्तुते ॥१९॥

ટીકાઃ-તમે શીવદૂતીના સ્વરૂપે દઇત્યોના મહા દળનો નાશ કર્યો. એવાં ઘોર રૂપવાળાં અને જેણે મોટી ગર્જના કરી છે તેવાં નારાયણીને અમે નમીએ છીએ. ૧૯

दंष्ट्राकरालवदनेशिरोमालाविभूषणे ॥
चामुंडेमुंडमथनेनारायणिनमोस्तुते ॥२०॥

ટીકાઃ-જેની દાઢો અને વદન ભયંકર છે તથા ગળામાં માથાની માળા પહેરેલી છે એવા હે ચંડ અને મુંડ નામના દઇત્યોને મારનારી ચામુંડા—નારાયણીને અમે નમીએ છીએ. ૨૦

लक्ष्मिलज्जेमहाविद्येश्रद्धेपुष्टिस्वधेध्रुवे ॥

महारात्रिमहामाये नारायणिनमोस्तुते ॥२१॥

ટીકાઃ-હે દેવી તુંજ લક્ષ્મી, લજ્જા, મહાવિદ્યા, શ્રદ્ધા, પુષ્ટિ, સ્વધા, ધ્રુવા મહારાત્રી અને મહામાયા છું. હે નારાયણી અમે તમને નમીએ છીએ. ૨૧

मेधेसरस्वतिवरेभूतिबाभ्रवितामसि ॥
नियतेत्वंप्रसीदेशेनारायणिनमोस्तुते ॥२२॥

ટીકાઃ-તુંજ મેધા (બુદ્ધિ), સરસ્વતી, શ્રેષ્ટ સુંદરી, ઐશ્વર્ય, અને તામસી દેવી છું, તુંજ આ જગતની નિયંતા છું, અમારાપર કૃપા કર અમે હે નારાયણી તને નમીએ છીએ. ૨૨

सर्वस्वरूपेसर्वेशेसर्वशक्तिसमन्विते ॥
भयेभ्यस्त्राहिनोदेविदुर्गेदेविनमोस्तुते ॥२३॥

ટીકાઃ-હે સર્વ સ્વરૂપા, સર્વ શકિતમાન અને સર્વ ઐશ્વર્યવાન દેવી તમે અમારૂ ભયથકી રક્ષણ કરો. હે દુર્ગા દેવી અમે તમને નમીએ છીએ. ૨૩

एतत्तेवदनंसौम्यंलोचनत्रयभूषितं ॥
पातुनःसर्वभीतिभ्यःकात्यायनिनमोस्तुते ॥२४॥

ટીકાઃ-ત્રણ આંખોથકી શોભાયમાન થયેલો એવો જેનો સૌમ્ય ચહેરો કે વદન શોભે છે એવા કાત્યાયની માતાજી અમારૂં સર્વ ભીતિથી રક્ષણ કરો. અમે એમને નમીએ છીએ. ૨૪

ज्वालाकरालमत्युग्रमशेषासुरसूदनं ॥
त्रिशूलंपातुनोभीतेभद्रकालिनमोस्तुते ॥२५॥

ટીકાઃ-વિકરાળ જ્વાળા જેવાં અને અત્યુગ્ર, અશેખ તથા અસુરોનો ઘાણ કાઢનારાં એવાં ભદ્રકાળી માતા, તેમના ત્રિશુળથી અમારૂં રક્ષણ કરો અને ભય મટાડો અમે તેમને નમીએ છીએ. ૨૫

हिनस्तिदैत्यतेजांसिस्वनेनापुर्यया जगत ॥
साघंटापातुनोदेविपापेभ्योनःसुतानिव ॥२६॥

ટીકાઃ-હે દેવી જ્યારે તેં ઘંટ વગાડયો ત્યારે તેના અવાજથી આખું જગત ભરાઇ ગયું અને દૈઇત્યોનું તેજ નાશ પામ્યું. એ તારો ઘંટ હે દેવી અમે જે તારાં છોકરાં જેવાં છીએ તેમનું પાપથી રક્ષણ કરો. ૨૬

असुरासृग्वसापंकचर्चितस्तेकरोज्ज्वलः ॥
शुभायखड्गोभवतुचंडिकेत्वांनतावयं ॥२७॥

ટીકાઃ-તમારૂં શોભાયમાન ખડ્ગ (તરવાર) જે અસુરોના લોહીરૂપી કાદવથી ખરડાયલું છે અને આપના ઉજવળ કરને શોભાવે છે તે, હે ચંડિકામાતા, અમે જે તન નમેલા છીએ તેમનું રક્ષણ કરો. ૨૭

रोगानशेषानपहंसितुष्टारुष्टातुकामान्सकलानभीष्टान् ॥ त्वामाश्रितानांनविपन्नराणांत्वामाश्रिताह्याश्रयतांप्रयान्ति ॥२८॥

ટીકાઃ-હે તુષ્ટા—સંતોષ પામેલી દેવી તું સઘળા રોગનો નાશ કરે છે પણ જો તું રૂષ્ટા એટલે રીસે ભરાયલી છું તો તો અમારા સઘળા મનોર્થોનો નાશ થાયછે. તારે આશ્રયે આવેલાની વિપત્તિઓ નાશ પામે છે. તારો આશ્રય પામેલા આશ્રયતાને મેળવે છે. ૨૮

एतत्कृतंयत्कदनंत्वयाद्यधर्मद्विषादेविमहासुराणां ॥ रूपैरनेकैर्बहुधात्ममुर्तिंकृत्वाबिकेतत्प्रकरोतिकान्या ॥२९॥

ટીકાઃ-આદ્ય ધર્મના દુશ્મનો એવા જે મોટા મોટા અસુરો તેઓને તેં મારાને ધર્મનું પાલન કર્યું છે, હે અનેક રૂપવાળી અને બહુ પ્રકાર-

ની મુર્તિઓવાળી અંબિકામાતા તારા જેવું કરવાને કઈ અન્ય સ્ત્રી સમર્થ છે? ૨૯

विद्यासुशास्त्रेषुविवेकदीपेष्वाद्येषुवाक्येषुचकात्वदन्या ॥ ममत्वगर्तेऽतिमहांधकारेविभ्रामयत्येतदतीवविश्वम् ॥३०॥

ટીકાઃ-વિદ્યામાં, શાસ્ત્રમાં, વિવેક રૂપી તેજમાં, આદ્યમાં, અને વાક્યમાં તારા વિના બીજું કોણ છે? મમત્વમાં ગરક થઇને મોટા અંધકારમાં આ વિશ્વ ભરમાઇ રહ્યું છે એ બધી તારી લીલા છે. ૩૦

रक्षांसियत्रोग्रविषाश्चनागायत्रारयोदस्युबलानियत्र ॥ दावानलोयत्रतथाब्धिमध्येतत्रस्थितात्वंपरिपासिविश्वं ॥३१॥

ટીકાઃ-જ્યાં ઉગ્ર વિષવાળા નાગ રહે છે એવી જગ્યામાં, જ્યાં દુશ્મનો અને બળવાન દસ્યુ રહે છે, જ્યાં દાવાનળ લાગેલો છે, ત્યાં અને ભર દરિઆની મધ્યે પણ તમેજ રક્ષણ કરો છો. એ રીતે તમે વિશ્વનું રક્ષણ કરનાર છો. ૩૧

विश्वेश्वरीत्वंपरिपासिविश्वंविश्वात्मिकाधारयसीतिविश्वम् ॥ विश्वेशवंद्याभवतीभवंतिविश्वाश्रयायेत्वयिभक्तिनम्राः ॥३२॥

ટીકાઃ-હે વિશ્વેશ્વરી, તુ વિશ્વનું પરિત્રાણ કરે છે. હે વિશ્વાત્મિકા તું વિશ્વને ધારણ કરે છે. તું વિશ્વેશ એટલે બ્રહ્મા, શિવ અને વિષ્ણુને પણ નમન કરવા યોગ્ય છે. નમ્ર થઇને જે કોઇ તારી ભક્તિ કરે છે તેઓ હે દેવી વિશ્વનું આશ્રય થાય છે. ૩૨

देविप्रसीदपरिपालयनोरिभीतेर्नित्यंयथासुरवधा

दधुनैवसद्यः ॥ पापानिसर्वजगतांप्रशमंनयाशुउत्पा
तपाकजनितांश्चमहोपसर्गान् ॥३३॥

ટીકાઃ-હે દેવી અમારાપર કૃપા કર, અને હમણાં જેમ તે શુંભ અને નિશુંભ એ અસુરોને મારીને અમારૂં પાલન કર્યું છે તેમ દરરોજ અમારૂં દુશ્મનો થકી રક્ષણ કર. સર્વ જગતનાં બધાં પાપોનો હે દેવી ઉતાવળે નાશ કર. કોગળીયું, મરકી વગેરે ઉત્પાત પેદા કરનાર મોટા રોગોનો સમુળગો નાશ કર. ૩૩

प्रणतानांप्रसीदत्वंदेविविश्वार्तिहारिणि ॥
त्रैलोक्यवासिनामिड्येलोकानांवरदाभव ॥३४॥

ટીકાઃ-વિશ્વનાં દુઃખો નાશ કરનારી દેવી અમે તારે ચરણે નમેલા છીએ તેઓનાપર કૃપા કર. આ ત્રણે લોકમાં વસનારાં માણસોને અને દેવોને તમે વરદાન આપનારાં થાવ. ૩૪

॥ देव्युवाच ॥

वरदाहंसुरगणावरंयंमनसेच्छथ ॥
तंवृणुध्वंप्रयच्छामिजगतामुपकारकं ॥३५॥

ટીકાઃ-દેવી બોલ્યાં કે;—તમને જેના મનમાં ઇચ્છા હોય તેવું વરદાન તમે સઘળાં દેવગણો પસંદ કરીને માગો, હું વરદાન આપવા તૈયાર છું. તમે જગતના ઉપકાર અર્થે જે માગશો તે આપીશ. ૩૫

॥ देवाऊचुः ॥

सर्वाबाधाप्रशमनंत्रैलोक्यस्याखिलेश्वरि ॥
एवमेवत्वयाकार्यमस्मद्वैरिविनाशनं ॥३६॥

ટીકાઃ-દેવતાઓ બોલ્યા કે;—સર્વ પ્રકારની બાધાઓને શમન કરનારાં અને અખિલ ત્રૈલોકયનાં ઇશ્વરી, હમણાંની માફક અમારા વૈરીઓના વિનાશને અર્થે તું કાર્ય કરનારી થા. ૩૬

॥ देव्युवाच ॥

वैवस्वतेंतरेप्राप्तेअष्टाविंशतिमेयुगे ॥
शुंभोनिशुंभश्चैवान्यावुत्पत्स्येतेमहासुरौ ॥३७॥

ટીકાઃ-દેવી બોલ્યાં કે;—વૈવસ્વત મન્વંતરમાં અઠ્ઠાવીસમા યુગને વિશે કળીયુગના છેક આરંભમાંજ શુંભ નિશુંભ દઇત્યો ફરી ઉત્પન્ન થશે. ૩૭

नंदगोपगृहेजातायशोदागर्भसंभवा ॥
ततस्तौनाशयिष्यामिविंध्याचलनिवासिनी॥३८॥

ટીકાઃ-એ વખતે નંદ ગોવાળીઆને ત્યાં યસોદાને પેટે હું અવતાર લેઇશ. એ અસુરોને નાશ કરીને વિંધ્યાચળ પર્વતપર નિવાસ કરીશ. ૩૮

पुनरप्यतिरौद्रेनरूपेणपृथिवीतले ॥
अवतीर्यहनिष्यामिवैप्रचित्तांस्तुदानवान् ॥३९॥

ટીકાઃ-ફરી વળી રૌદ્રરૂપે પૃથ્વીના પૃષ્ટપર અવતાર લેઇશ અને વૈપ્રચિત્ત નામના મોટા દાનવોને મારીશ. ૩૯

भक्षयंत्याश्चतानुग्रान्वैप्रचित्तान्महासुरान् ॥
रक्तादंताभविष्यंतिदाडिमीकुसुमोपमाः ॥४०॥

ટીકાઃ—અને તે સબળા ઉગ્ર વૈપ્રચિત નામના મહા અસુરોનું હું ભક્ષણ કરીશ..દાડમના ફૂલ સરખા મારા દાંત લાલ થશે ૪૦

ततोमांदेवतास्स्वर्गेमर्त्यलोकेचमानवाः ॥
स्तुवंतोव्याहरिष्यंतिसततंरक्तदंतिकां ॥४१॥

ટીકાઃ-તેથી કરીને મને સ્વર્ગમાં દેવતાઓ તથા મૃત્યુ લોકમાં માનવો સ્વર્ગે દંતિકા કહેશે. અને મારી એ નામથી સ્તુતિ કરશે. ૪૧

भूयश्चशतवार्षिक्यामनावृष्ट्यामनंभसि ॥
मुनिभिःसंस्तुताभूमौसंभविष्याम्ययोनिजा॥४२॥

ટીકાઃ-પૃથ્વીપર સો વરસ સુધી બિલકુલ વૃષ્ટિ થશે નહિ. મુનીઓ મારી સ્તુતિ કરશે એટલે હુ "અયોનિજા" એ નામથી અવતાર લઇશ. ૪૨

ततःशतेननेत्राणांनिरीक्षिष्यामियन्मुनीन् ॥
कीर्तयिष्यंतिमनुजाःशताक्षीमितिमांततः ॥४३॥

ટીકાઃ-હુ સો આંખ્યોવડે મુનીઓ ભણી જોઇશ તેથી માણસો મને શતાક્ષી કહેશે. ૪૩

ततोहमखिलंलोकमात्मदेहसमुद्भवैः ॥
भरिष्यामिसुराःशाकैरावृष्टेःप्राणधारकैः ॥४४॥

ટીકાઃ જ્યાં સુધી વરસાદ નહિ આવે ત્યાં સુધી પ્રાણ ધારણને અર્થે અખિલ લોકને મારા પોતીકા દેહવડે ઉત્પન્ન થયેલી દેવતાઇ લીલોતરી આપી ભરણ પોષણ કરીશ. ૪૪

शाकंभरीतिविख्यातिंतदायास्याम्यहंभुवि ॥
तत्रैवचवधिष्यामिदुर्गमाख्यंमहासुरं ॥४५॥

ટીકાઃ-તેથી કરીને "શાકંભરી" એ નામથી હું આ જગતમાં વિખ્યાત થઇશ. અને દુર્ગ નામના મોટા અસુરને મારીશ. ૪૫

दुर्गादेवीतिविख्यातंतन्मेनामभविष्यति ॥
पुनश्चाहंयदाभीमंरूपंकृत्वाहिमाचले ॥४६॥

ટીકાઃ તેથી કરીને દુર્ગા દેવી એ નામથી હું વિખ્યાત થઇશ. ફરી હું હિમાલય પર્વતપર એક ભયંકર અવતાર ધારણ કરીશ. ૪૬

रक्षांसिभक्षयिष्यामिमुनीनांत्राणकारणात् ॥

तदामांमुनयःसर्वेस्तोष्यंत्यानम्रमूर्तयः ॥४७॥

टीकाः-અને મુનીનું પરિત્રાણ કરવા માટ રાક્ષસોને મોંમાં મુકી કોળીઆ કરી જઈશ. તેથી સઘળા મુનાઓ નમ્ર થઇને મારી સ્તુતિ કરશે. ૪૭

भीमादेवीतिविख्यातंतन्मेनामभविष्यति ॥

यदारूणाख्यस्त्रैलोक्येमहाबाधांकरिष्यति ॥४८॥

ટીકાઃ તેથી કરાને મારૂં નામ ભીમા દેવી પડશે. વળી જયારે અરૂણ નામનો દઇત્ય ઉત્પન્ન થઇને ત્રણે લોકને નુકસાન કરશે; ૪૮

तदाहंभ्रामरंरूपंकृत्वासंख्येयषट्पदं ॥

त्रैलोक्यस्यहितार्थायवधिष्यामिमहासुरं ॥४९॥

ટીકાઃ-તે વખતે હું ભમરાનું રૂપ લેઇશ અને બીજા અસંખ્ય ભમરાનું મારૂં સૈન્ય બનાવીશ અને ત્રણે લોકના કલ્યાણ માટે તે મોટા અસુરોને મારી નાંખીશ. ૪૯

भ्रामरीतिचमांलोकास्तदास्तोष्यंतिसर्वतः ॥

इत्थंयदायदाबाधादानवोत्थाभविष्यति ॥५०॥

ટીકાઃ એ વખતે લોકો મારી "ભમરા" એ નામથી સ્તુતિ કરશે. એ રીતે જયારે જયારે જગતને દુઃખ દેનારા દાનવો ઉત્પન્ન થશે ૫૦

तदातदावतीर्याहंकरिष्याम्यरिसंक्षयं ॥५१॥

ટીકાઃ-ત્યારે ત્યારે હું અવતાર લેઇને હું દુશ્મનોનો નાશ કરીશ ૫૧

॥ इतिमार्कण्डेयपुराणेसावर्णिकेमन्वंतरेदेवीमाहात्म्येनारायणिस्तुतिर्नामएकादशोऽध्यायः ॥११॥

ટીકાઃ-એ પ્રમાણે માર્કંડેય પુરાણનો દેવી મહાત્મ્ય વિષેનો નારાયણીની સ્તુતિ એ નામનો અગીઆરમો અધ્યાય પુરો થયો. ૧૧

॥ श्रीगणपतिर्जयति ॥

॥ देव्युवाच ॥

एभिस्तवैश्चमांनित्यंस्तोष्यतेयःसमाहितः ॥
तस्याहंसकलांबाधांनाशयिष्याम्यसंशयं ॥१॥

ટીકાઃ-દેવી બોલ્યાં કે; જે માણસો હમેશાં મારૂં આ સ્તોત્ર વાંચે છે કે પાઠ કરે છે તેઓની સકળ બાધાઓનો હું નિશંસય નાશ કરૂં છું. १

मधुकैटभनाशंचमहिषासुरघातनं ॥
कीर्तयिष्यंतियेतद्वद्वधंशुंभनिशुंभयोः ॥२॥

ટીકાઃ મધુકૈટભનો નાશ અને મહિષાસુરનો ઘાત એ વિષેના મારા મહિમાનું જે કોઇ કીર્તન કરે છે તથા શુંભ નિશુંભના કથાનો પાઠ કરે છે તેમનાં સઘળાં દુઃખ નાશ પામે છે. ૨

अष्टम्याचचतुर्दश्यांनवम्यांचैकचेतसः ॥
श्रोष्यंतिचैवयेभक्त्याममम‍ाहात्म्यमुत्तमं ॥३॥

ટીકાઃ-આઠમ, ચૌદશ ને નોમને દહાડે જેઓ આ મારૂં મહાતમ ભક્તિથી શ્રવણ કરે છે; ૩

नतेषांदुष्कृतंकिंचिद्दुष्कृतोत्थानचापदः ॥
भविष्यतिनदारिद्र्यंनचैवेष्टवियोजनं ॥४॥

ટીકાઃ-તેઓને કાંઇ દુષ્કૃત નડતું નથી તથા નઠારાં કામથી ઉત્પન્ન થતી પીડા પણ તેમને માથે પડતી નથી તે કોઇપણ દહાડો દરિદ્રી થતો નથી તથા તેના વહાલા સગાનું કદી મર્ણ કે વિયોગ થતો નથી. ૪

शत्रुतोनभयंतस्यदस्युतोवानराजतः ॥

नशस्त्रानलतोयौघात्कदाचित्संभविष्यति ॥५॥

ટીકાઃ-શત્રુથકી તેને ભય ઉત્પન્ન થતો નથી. દસ્યુ કે માણસથી પણ તેને ભય ઉત્પન્ન થતો નથી. શસ્ત્ર, અગ્ની તથા પાણીથી તેનો ઘાત કદી થતી નથી. ૫

तस्मान्ममैतन्माहात्म्यंपठितव्यंसमाहितैः ॥
श्रोतव्यंचसदाभक्त्यापरंस्वस्त्ययनंमहत् ॥६॥

ટીકાઃ-તેટલા માટે મારૂં આ મહાત્મ્ય એક ચીત કરીને હમેશાં વાંચવું તથા પાઠ કરવો. અને પૂર્ણ ભક્તિથી સદા શ્રવણ કરવું. ૬

उपसर्गानशेषांस्तुमहामारीसमुद्भवान् ॥
तथात्रिविधमुत्पातंमाहात्म्यंशमयेन्मम ॥७॥

ટીકાઃ-અશેષ ઉપસર્ગો (એટલે રોગો) જેવા કે મહામારી વગેરે જયારે ઉત્પન્ન થાય ત્યારે અને અધ્યાત્મિક, આધિભૌતિક અને આધિદૈવિક એમાંના કોઇ પણ તાપની (દુઃખની) વખતે આ મારૂં મહાત્મ સાંભળવાથી દુઃખના નાશ થાય છે. ૭

यत्रैतत्पठ्यतेसम्यङ्नित्यमायतनेमम ॥
सदानतद्विमोक्ष्यामिसानिध्यंतत्रमेस्थितं ॥८॥

ટીકાઃ-જે માણસ સમ્ય ચિત્તથી આ મારા સ્તવનના પાઠ જે માણસ કરેછે તેને હું સઘળાં પાપથી મોક્ષ કરૂં છું અને તેની પાસે હમેશાં રહું છું. ૮

बलिप्रदानेपुजायामग्निकार्येमहोत्सवे ॥
सर्वंममैतच्चरितमुच्चार्यंश्राव्यमेवच ॥९॥

ટીકાઃ-બળીદાન આપતી વખતે, સઘળી પૂજામાં, અગ્નિકાર્યમાં અને મહોત્સવમાં, એ સઘળા પ્રસંગોમાં દેવીનું આ ચરિત્ર ઉચ્ચારણ અને શ્રવણ કરવા યોગ્ય છે. ૯

जानताजानतावापिबलिपूजांतथाकृता ॥
प्रतीक्षिष्याम्यहंप्रीत्यावह्निहोमंतथाकृतं ॥१०॥

ટીકાઃ-જાણે કે અજાણે બળીદાન આપે છે તથા પૂજા કરે છે ગમે ત પ્રકારે તે કરે છે તોપણ હું તેનો અગ્નિહોમ પ્રીતિથી માની લેઉ છું ને ક્ષમા કરૂં છું. ૧૦

शरत्कालेमहापूजाक्रियतेयाचवार्षिकी ॥
तस्यांममैतन्माहात्म्यंश्रुत्वाभक्तिसमन्वितः॥११॥

ટીકાઃ-વરસો વરસ શરત્કાળમાં જે મારી મહાપૂજા કરે છે અને મારૂં મહાત્મ્ય પૂર્ણ ભકિતથી સાંભળે છે; ૧૧

सर्वाबाधाविनिर्मुक्तोधनधान्यसुतान्वितः ॥
मनुष्योमत्प्रसादेनभविष्यतिनसंशयः ॥१२॥

ટીકાઃ-તેના સઘળી બાધાઓ નાશ પામે છે. તેને ધન અને ધાન્યની પ્રાપ્તી થાય છે, છોકરાં પણ થાય છે. એવું એવું સુખ મારી મહેરબાનીથી મળે છેજ એમાં કાંઇ શક નથી એમ દેવી કહે છે. ૧૨

श्रुत्वाममैतन्माहात्म्यंतथाचोत्पत्तयःशुभाः ॥
पराक्रमंचयुद्धेषुजायतेनिर्भयःपुमान् ॥१३॥

ટીકાઃ-મારૂં આ મહાત્મ્ય અને જેઓ આ મારી શુભ ઉત્પત્તિ સાંભળે છે તેઓને યુદ્ધમાં પરાક્રમ મળે છે અને નિર્ભય થાય છે. ૧૩

रिपवःसंक्षयंयांतिकल्याणंचोपपद्यते ॥
नंदतेचकुलंपुंसांमाहात्म्यंममश्टृण्वतां ॥१४॥

ટીકાઃ તેના સઘળા શત્રુઓ નાશ પામે છે અને તેને કલ્યાણ મળે છે. મારૂં મહાત્મ્ય સાંભળનાર પુરૂષના આખા કુળમાં આનંદ આનંદ થઇ રહે છે. ૧૪

शांतिकर्माणिसर्वत्रतथादुस्वप्नदर्शने ॥
ग्रहपीडासुचोग्रासुमाहात्म्यंशृणुयान्मम ॥१५॥

ટીકાઃ-સઘળે ઠેકાણે શાંતિકર્મો, તથા નઠારાં સ્વપ્નદર્શન, ઉગ્ર ગ્રહપીડા, એ સઘળાને માટે મહાત્મ્ય શ્રવણ કરવું. ૧૫

उपसर्गाःसमंयांतिग्रहपीडाश्चदारुणाः ॥
दुःस्वप्नंचनृभिर्दृष्टंसुस्वप्नमुपजायते ॥१६॥

ટીકાઃ-સઘળા રોગો, દારૂણ ગ્રહપીડા એનો નાશ થાય છે અને નઠારા સ્વપ્નમાં સારાં થાય છે. ૧૬

बालग्रहाभिभूतानांबालानांशांतिकारकं ॥
संघातभेदेचनृणांमैत्रीकरणमुत्तमं ॥१७॥

ટીકાઃ-લઘુ ગ્રહોથકી પીડા પામતાં હોય એવાં પ્રાણી તથા બાળકોની શાંતિને અર્થે તથા તુટેલી પ્રીતિ સાંધવાને અર્થે આ મારૂં સ્તોત્ર ઉત્તમ સાધન છે. ૧૭

दुर्वृत्तानामशेषाणांबलहानिकरंपरं ॥
रक्षोभूतपिशाचानांपठनादेवनाशनं ॥१८॥

ટીકાઃ-અશેષ દુર્વૃત્તોનો અને બળની હાની કરે એવા રાક્ષસો, ભુતો, પિશાચો; એ વગેરેનો આ સ્તોત્રનો પાઠ કરવાથી વિનાશ થાય છે. ૧૮

सर्वंममैतन्माहात्म्यंममसन्निधिकारकम् ॥
पशुपुष्पार्घधूपश्चगंधदीपैस्तथोत्तमैः ॥१९॥

ટીકાઃ આ મારૂં સઘળું ચરિત્ર સન્નિધિકારક છે. ઉત્તમ પશુ, પુષ્પ, અર્ઘ ધૂપ, ગંધ અને દીપ વગેરે જેઓ અર્પણ કરશે. ૧૯

विप्राणांभोजनैर्होमैःप्रोक्षणीयैरहर्निशं ॥

अन्यैश्चविविधैर्भोगैःप्रदानैर्वत्सरेणया ॥२०॥

ટીકાઃ-તથા બ્રાહ્મણોને ભોજન જમાડશે, તથા હોમ કરશે તથા નાના પ્રકારના ભોગ મને ધરાવશે અને બ્રાહ્મણોને દાન આપશે. એ બધું એક વરસ સુધી રોજ રોજ કરશે તો;—૨૦

प्रीतिर्मेक्रियतेसास्मिन्सकृत्सूचरितेश्रुते ॥
श्रुतंहरतिपापानितथारोग्यंप्रयच्छति ॥२१॥

ટીકાઃ-તેના ઉપર મારી પ્રીતિ થાય છે. એવીજ પ્રીતિ આ ચરિત્ર એકવાર દરરોજ સાંભળવાથી થાય છે. એ સાંભળવાથી પાપ નાશ થાય છે અને આરોગ્ય મળે છે. ૨૧

रक्षांकरोतिभूतेभ्योजन्मनांकीर्तनंमम ॥
युद्धेषुचरितंयन्मेदुष्टदैत्यनिबर्हणं ॥२२॥

ટીકાઃ-મારા જન્મની કથા સાંભળવાથી સઘળાં પ્રાણીઓની રક્ષા થાય છે. દુષ્ટ દૈત્યોનો મેં યુદ્ધમાં સંહાર કર્યો એ સાંભળનારનું યુદ્ધમાં રક્ષણ થાય છે. ૨૨

तस्मिञ्छ्रुतेवैरिकृतंभयंपुंसांनजायते ॥
युष्माभिःस्तुतयोयाश्चयाश्चब्रह्मर्षिभिःकृताः॥२३॥

ટીકાઃ-તમે અને બ્રહ્મર્ષિઓએ જે સ્તુતિ કરી છે તે સાંભળવાથી માણસોને વૈરીકૃત ભય ઉત્પન્ન થશે નહિ. ૨૩

ब्रह्मणाचकृतास्तास्तुप्रयच्छंतिशुभांमति ॥
अरण्येप्रांतरेवापिदावाग्निपरिवारितः ॥२४॥

ટીકાઃ બ્રહ્માએ કરેલી સ્તુતિ સાંભળવાથી સારી બુદ્ધિ મળે. કદાચ કોઇ અરણ્યની અંદર દાવાનળે ઘેરાયલો હોય, ૨૪

दस्युभिर्वावृतःशून्येगृहीतोवापिशत्रुभिः ॥
सिंहव्याघ्रानुयातोवावनेवावनहस्तिभिः ॥२५॥

ટીકાઃ-દસ્યુ આંતરી વળ્યા હોય, શત્રુઓએ શુન્ય ગૃહ થયો હોય, સિંહ, વાઘ, અથવા વનહસ્તી (હાથી) પુંઠળ મારવા આવ્યો હોય;-૨૫

राज्ञाक्रुद्धेनचाज्ञप्तोवध्योबंधगतोपिवा ॥
आघूर्णितोवावातेनस्थितःपोतेमहार्णवे ॥२६॥

ટીકાઃ-રાજાએ ક્રોધાયમાન થઇને બંદીખાનામાં નાખવાનો હુકમ ફરમાવ્યો હોય, મોટા સમુદ્રમાં ડૂબતો હોય, ૨૬

पतत्सुचापिशस्त्रेषुसंग्रामेभृशदारुणे ॥
सर्वाबाधासुघोरासुवेदनाभ्यर्दितोपिवा ॥२७॥

ટીકાઃ-દારૂણ સંગ્રામની અંદર શસ્ત્રોના ઘા પડતા હોય, અને અતિ મોટી ભારેમાં ભારે અડચણોથી ઘેરાયલો દુખીઆરો હોય, ૨૭

स्मरन्ममैतच्चरितंनरोमुच्येतसंकटात् ॥
ममप्रभावात्सिंहाद्यादस्यवोवैरिणस्तथा ॥२८॥

ટીકાઃ-એવો માણસ જો મારા આ ચરિત્રનું સ્મર્ણ કરે તો સર્વ સંકટોથી તરત મુકત થાય. અને મારા પ્રભાવથી સિંહાદી પ્રાણીઓ તથા દસ્યુ વગેરે દુશ્મનો. ૨૮

दूरादेवपलायंतेस्मरतश्चरितंमम ॥

॥ ऋषिरुवाच ॥

इत्युक्त्वासाभगवतिचंडिकाचंडविक्रमा ॥२९॥

ટીકાઃ તરત વેગળા નાશી જાય ૠષી બોલ્યા કે;—પરાક્રમી ભગવતી ચંડિકામાતા એ પ્રમાણે બોલી ને;—૨૯

पश्यतामेवदेवानांतत्रैवांतरधीयत ॥
तेपिदेवानिरातंकाःस्वाधिकारान्यथापुरा ॥३०॥

ટીકાઃ દેવોના જોતાંજ તે માતાજી અંતર્ધાન થઇ ગયાં. અને દેવોને પહેલાં પ્રમાણે પોતાનો સ્વાધિકાર પ્રાપ્ત થયો. ૩૦

यज्ञभागभुजःसर्वेचक्रुर्विनिहतारयः ॥
दैत्याश्चदेव्यानिहतेशुंभेदेवरिपौयुधि ॥३१॥

ટીકાઃ દેવતાઓ, પોતાના દુશ્મન દઇત્યોના મોતથી, યજ્ઞ ભાગ, વગેર અડચણે ભોગવવા લાગ્યા. દેવીએ દેવતાના દુશ્મન શુંભને મારી નાંખ્યો. ૩૧

जगद्विध्वंसकेतस्मिन्महोग्रेतुलविक्रमे ॥
निशुंभेचमहावीर्येशेषाःपातालमाययुः ॥३२॥

ટીકાઃ જગતનો નાશ કરવાને માટે તૈયાર એવો મહા ઉગ્ર પરાક્રમી નિશુંભ જે મહા વિર્યવાન હતો તેને દેવીએ મારી નાંખ્યો અને બાકી જે થોડા અસુર જીવ્યા હતા તે પાતાળમાં ગયા. ૩૨

एवंभगवतीदेवीसानित्यापिपुनःपुनः ॥
संभूयकुरुतेभूपजगतःपरिपालनं ॥३३॥

ટીકાઃ એવાં ભગવતી દેવી સર્વ કાળ સદા હાજર છે અને જ્યારે જ્યારે પાપી દઇત્યો પીડા કરે છે ત્યારે ત્યારે જગતના પરિપાલન અર્થે અવતાર લે છે. ૩૩

तयैतन्मोह्यतेविश्वंसैवविश्वंप्रसूयते ॥
सायाचिताचविज्ञानंतुष्टाऋद्धिंप्रयच्छति ॥३४॥

ટીકાઃ એ દેવી જગતને મોહ પમાડે છે ને બધું વિશ્વ મોહરૂપી નિદ્રામાં પડેલું છે જો તેની ભક્તિ કરે તો વિજ્ઞાન પ્રાપ્ત થાય છે. ને જ્યારે તે સંતોષે છે ત્યારે સંપત્તિ આપે છે. ૩૪

व्याप्तंतयैतत्सकलंब्रह्मांडंमनुजेश्वर ॥
महाकाल्यामहाकालेमहामारीस्वरूपया ॥३५॥

टीकाः હે સુરથ રાજા; એ દેવીથી સકળ બ્રહ્માંડ વ્યાપ્ત થઈ ગયું છે. મહાકાળી, મહાકાળ અને મહામારી એ તેનાંજ સ્વરૂપ છે. ૩૫

सैवकालेमहामारीसैवसृष्टीर्भवत्यजा ॥
स्थितिंकरोतिभूतानांसैवकालेसनातनी ॥३६॥

ટીકાઃ-પ્રલય કાળે તેનું સ્વરૂપ મહામારી છે. ઉત્પત્તિ કાળે તેનું સ્વરૂપ સૃષ્ટિની ઉત્પત્તિ કરનારૂં છે સ્થિતિ કાળે તેનું સ્વરૂપ સ્થિતિ કરનારૂં છે. એ રીતે તે સનાતની દેવી છે. ૩૬

भवकालेनृणांसैवलक्ष्मीर्वृद्धिप्रदागृहे ॥
सैवाभावेतथालक्ष्मीर्विनाशायोपजायते ॥३७॥

ટીકાઃ-માણસોની આબાદાનીના વખતમાં તેજ લક્ષ્મીની વૃદ્ધિ કરનારી છે. તેના અભાવમાં લક્ષ્મીને વિનાશ થાય છે. ૩૭

स्तुतासंपूजितापुष्पैर्धूपगंधादिभिस्तथा ॥
ददातिवित्तंपुत्रांश्चमतिंधर्मंगतिंशुभां ॥३८॥

ટીકાઃ પુષ્પ, ગંધ, અને ધૂપ વગેરેથી જે કોઇ તેનું પૂજન કરે છે તેને વિત્ત (પૈસો), પુત્ર, મતિ અને ધર્મ આપે છે તથા મુઆ પછી તેને શુભ ગતિ આપે છે. ૩૮

॥ इतिमार्कण्डेयपुराणेसावर्णिकेमन्वंतरेदेवीमाहात्म्येभगवतीवाक्यंनामद्वादशोऽध्यायः ॥१२॥

ટીકાઃ એ પ્રમાણે માર્કંડેય પુરાણનો બારમો અધ્યાય જે સાવર્ણિક મન્વંતરમાં બનવાનો છે તે, દેવીના મહાત્મ વિશેનાં ભગવતીનાં વાક્ય જેમાં છે એવો, પુરો થયો. ૧૨

॥ श्रीगणपतिर्जयति ॥

॥ ऋषिरुवाच ॥

एतत्तेकथितंभूपदेवीमहात्म्यमुत्तमं ॥
एवंप्रभावासादेवीययेदंधार्यतेजगत् ॥१॥

ટીકાઃ-ઋષિ બોલ્યા કે; હે સુરથ રાજા, આ મેં તને દેવીનું ઉત્તમ મહાત્મ્ય કહી સંભળાવ્યું છે. એ દેવી પોતાના પ્રભાવવડે જગતને ધારણ કરે છે. ૧

विद्यातथैवक्रियतेभगवद्विष्णुमायया ॥
तयात्वमेषवैश्यश्चतथैवान्येविवेकिनः ॥२॥

ટીકાઃ ભગવદ્ વિષ્ણુની માયાએ આ બધી વિદ્યા રચી છે તેથી કરીને હે રાજા તું અને આ વૈશ્ય તથા અન્ય વિવેકી પુરૂષો;—૨

मोह्यंतेमोहिताश्चैवमोहमेष्यंतिचापरे ॥
तामुपैहिमहाराजशरणंपरमेश्वरीं ॥३॥

ટીકાઃ-મોહ પામેલા છે અને બીજાને મોહ પમાડે છે; અર્થાત્, આ જગતમાં મોહજ રાજ કરે છે. તેટલા માટે હે રાજા તું તે માતાજી પરમેશ્વરીને શરણે જા. ૩

आराधितासैवनृणांभोगस्वर्गापवर्गदा ॥

॥ मार्कंडेयउवाच ॥

इतितस्यवचःश्रुत्वासुरथःसनराधिपः ॥४॥

ટીકાઃ-કારણે તે દેવીનું આરાધન કરવાથી આ લોકનાં સુખ તથા સ્વર્ગ અને અપવર્ગ પ્રાપ્ત થાય છે. માર્કંડેય કહે છે કે; એ પ્રમાણે તેનાં

વચન સાંભળીને તે રાજા સુરથ—૪

प्रणिपत्यमहाभागंतमृषिंसंशितव्रतम् ॥
निर्विण्णोतिममत्वेनराज्यापहरणेनच ॥५॥

ટીકાઃ-મહા ભાગ્યશાળી ઋષિને પ્રણામ કરીને તપ કરવા જવા તૈયાર થયો કારણ કે પોતાનું રાજ્ય જતું રહ્યું તે મેળવવાને તે બહુ આતુર હતો. ૫

जगामसद्यस्तपसेसचवैश्योमहामुने ॥
संदर्शनार्थमंबायानदीपुलिनसंस्थितः ॥६॥

ટીકાઃ-તે રાજા અને સુરથ અંબિકાના દર્શનની ઇચ્છાએ નદી કાંઠે ગયા અને તપ કરવા બેઠા. ૬

सचवैश्यस्तपस्तेपेदेवीसूक्तंपरंजपन् ॥
तौतस्मिन्पुलिनेदेव्याःकृत्वामूर्तिंमहीमयीम् ॥७॥

ટીકાઃ-તેઓ દેવીનું સુક્ત જપતા હતા તેઓએ દેવીની ત્યા માટીની મૂર્ત્તિ બનાવી ૭

अर्हणांचक्रतुस्तस्याःपुष्पधूपाग्नितर्पणैः ॥
निराहारौयताहारौतन्मनस्कौसमाहितौ ॥८॥

ટીકાઃ-ને તે મૂર્ત્તિની તેઓ પુષ્પ, ધૂપ, અગ્નિ અને તર્પણ વગેરેથી દરરોજ પૂજા કરવા લાગ્યા. કેટલાક દિવસ સુધી તો થોડું થોડું ખાતા હતા પણ પછી છેકા છેક નિરાહાર રહી પોતાનું બધું ચિત્ત દેવીમાં અર્પણ કર્યું. ૮

ददतुस्तौबलिंचैवनिजगात्रासृगुक्षितम् ॥
एवंसमाराधयतोस्त्रिभिर्वर्षैर्यतात्मनोः ॥९॥

ટીકાઃ-તેઓ દેવીને પશુઓનાં બળીદાન આપવા લાગ્યા એટલું જ

નહિ પણ પોતાના શરીરનું લોહી કાઢી દેવીને અર્પણ કરવા મંડયા એ પ્રમાણે તેઓએ દેવીની ત્રણ વર્ષ સુધી આરાધના કીધી. ૯

परितुष्टाजगद्धात्रीप्रत्यक्षंप्राहचंडिका ॥

॥ श्रीदेव्युवाच ॥

यत्प्रार्थ्यतेत्वयाभूपत्वयाचकुलनंदन ॥१०॥

ટીકાઃ જગદ્ધાત્રી ચંડિકા એઓની સેવાથી સંતુષ્ટ થયાં અને દર્શન આપી બોલ્યાં કે, હે રાજા તું અને આ વૈસ્ય જે અર્થે મારી પ્રાર્થના કરો છો. ૧૦

मत्तस्तत्प्राप्यतांसर्वंपरितुष्टाददामितत् ॥

॥ मार्कंडेयउवाच ॥

ततोवव्रेनृपोराज्यमविभ्रंश्यन्यजन्मनि ॥११॥

ટીકાઃ-તે, તમારો અર્થ, હું સંતોષ પામેલી, પૂર્ણ કરીશ. માટે તમે માગો. માર્કંડેય કહે છે કે, તે રાજાએ એવું માગ્યું. કે મને બીજે જન્મે રાજ્ય મળે. ૧૧

अत्रैवचनिजंराज्यंहतशत्रुबलंबलात ॥

सोपिवैश्यस्ततोज्ञानंवव्रेनिर्विण्णमानसः ॥१२॥

ટીકાઃ-તથા આ જન્મમાં પણ મારૂં જે રાજ્ય મારા શત્રુઓએ લઈ લીધું છે તે મને પાછું મળે. પછી વૈસ્યે એવું માગ્યું કે, મને જ્ઞાન આપો કારણ કે એનું મન સંસારપરથી ઉઠી ગયું હતું. ૧૨

ममेत्यहमितिप्राज्ञस्संगविच्युतिकारकम् ॥

॥ श्रीदेव्युवाच ॥

स्वल्पैरहोभिर्नृपतेस्वंराज्यंप्राप्स्यतेभवान् ॥१३॥

ટીકાઃ-વૈસ્યે મમત્વથી છુટવાનું જ્ઞાન માગ્યું અને રાજાએ રાજ

માગ્યું તે સાંભળીને દેવી બોલ્યાં કે;—થોડા વખતમાં હે રાજા તને તારૂં રાજ મળશે. ૧૩

हत्वारिपुनस्खलितंतवतत्रभविष्यति ॥

मृतश्चभूयःसंप्राप्यजन्मदेवाद्विवस्वतः ॥१४॥

ટીકાઃ-તારા શત્રુઓ નાશ પામશે અને તું તારૂં રાજ્ય ઘણા દહાડા ભોગવી પછી મરી જઇશ. અને ફરી વિવસ્વત નામના દેવતાને પેટે ફરી જન્મ લેઇશ. ૧૪

सावर्णिकोनाममनुर्भवान्भुविभविष्यति ॥

वैश्यवर्यत्वयायश्चवरोस्मत्तोभिवांछित ॥१५॥

ટીકાઃ—અને તું પૃથ્વીપર સાવર્ણિ નામનો મનુ થઇશ. હે શ્રેષ્ઠ વૈશ્ય તું જ્ઞાન માગે છે. ૧૫

तंप्रयच्छामिसंसिध्यैतवज्ञानंभविष्यति ॥

॥ मार्कंडेयउवाच ॥

इतिदत्वातयोर्देवीयथाभिलषितंवरम् ॥१६॥

ટીકાઃ-તો તે જ્ઞાન પણ તને મળશે. માર્કંડેય કહે છે કે; એ પ્રમાણે દેવીએ બન્નેને ઇચ્છેલાં વરદાન આપ્યાં. ૧૬

बभूवांतर्हितासद्योभक्त्यातांभ्यामभिष्टुता ॥

एवंदेव्यावरंलब्ध्वासुरथःक्षत्रियर्षभः ॥

सूर्याज्जन्मसमासाद्यसावर्णिर्भवितामनुः ॥१७॥

ટીકાઃ-પછી તેઓએ દેવીની ભકિત સાથે સ્તુતિ કરી. એ પ્રમાણે દેવીનું વરદાન પામીને સુરથ રાજા મુઆ. પછી બીજે જન્મે વિવસ્વત સુર્યને પેટે સાવર્ણી મનુનો અવતાર પામશે ૧૭

॥ इतिश्रीमार्कंडेयपुराणेसावर्णिकेमन्वंतरेदेवीभ

गवतीमाहात्म्येसूरथवैश्ययोर्वरप्रदानंनाम
त्रयोदशोऽध्यायः ॥१३॥

ટીકાઃ-એ પ્રમાણે માર્કંડેય પુરાણનો સાવર્ણિક મન્વંતરમાં બનવાનો સુરથ અને વૈસ્યને વરદાન મળવા બાબતનો તેરમો અધ્યાય પૂરો થયો. ૧૩

॥ श्रीजगदंबार्पणमस्तु ॥

---

॥ श्रीगणपतिर्जयति ॥

अंतेखड्गिनीत्यादिभिःषडंगंविधायदेवीसूक्तंपठित्वा नवार्णवंप्रजप्यांतेषडंगंकृत्वामानसोपचारैःसंपूज्य कृतजपंदेव्यैनिवेद्यांतेरहस्यमंत्रंपठेत् ॥

॥ राजोवाच ॥

भगवन्नवतारामेचंडिकायास्त्वयोदिताः ॥
एतेषांप्रकृतिंब्रह्मन्प्रधानंवक्तुमर्हसि ॥१॥

ટીકાઃ-રાજા કહે છે કે; હે ૠષિ તમે મને ચંડિકાના અવતાર કહી સંભળાવ્યા તેમાં પ્રધાન (મુખ્ય) કયો અને પ્રકૃતિ (ગૌણ) કયો તે સાંભળવા ઇચ્છું છું. ૧

आराध्यंयन्मयादेव्याःस्वरूपंयेनचद्विज ॥

विधिनाब्रूहिसकलंयथावत्प्रणतस्यमे ॥२॥

टीकाः—વળી દ્વીજ, એ બધાં રૂપોમાં, આરાધના કરવા લાયક કયું રૂપ, તે વિષે વિધિપૂર્વક હું પ્રણત જનને કહી સંભળાવો. ૨

॥ ऋषिरुवाच ॥

इदंरहस्यंपरममनाख्येयंप्रचक्षते ॥
भक्तोसीतिनमेकिंचित्तवावाच्यंनराधिप ॥३॥

ટીકાઃ—રૂષિ બોલ્યા કે; આ રહસ્ય (ગુપ્ત વાર્તા) બહુજ છાનું છે ને તે ન કહેવું જોઇએ પણ જ્યારે હે રાજા તું ભકત છે તો તને કહેવાને હરકત નથી. ૩

सर्वस्याद्यामहालक्ष्मीस्त्रिगुणापरमेश्वरी ॥
लक्ष्यालक्ष्यस्वरूपासाव्याप्यकृत्स्नंव्यवस्थिता ॥४॥

ટીકાઃ સર્વમાં પહેલી આદ્ય તો મહાલક્ષ્મી છે એ ત્રિગુણાત્મક પરમેશ્વરી છે. એ કોઇ ઠેકાણે લક્ષ્ય સ્વરૂપે અને કોઇ ઠેકાણે અલક્ષ્ય સ્વરૂપે પણ આખા વિશ્વમાં વ્યાપેલી છે. ૪

मातुलिंगंगदांखेटंपानपात्रंचबिभ्रती ॥
नागंलिंगंचयायोनिंचबिभ्रतीनृपमूर्धनि ॥५॥

ટીકાઃ—એ દેવીને ચાર હાથ છે ને તેમાં ગદા, ખેટ, માતુલીંગ અને પાનપાત્ર એવી ચાર ચીજો લીધેલી છે. અને માથાપર સાપનાં ઘરેણાં તથા લિંગ અને યોનિ ધારણ કરેલાં છે. ૫

तप्तकांचनवर्णाभातप्तकांचनभूषणा ॥
शून्यंतदखिलंस्वेनपूरयामासतेजसा ॥६॥

ટીકાઃ—તેનું શરીર તપ્ત સુવર્ણ જેવું છે અને તેણે તપ્ત સુવર્ણનાં ઘરેણાં પહેરેલાં છે. આ અખીલ બ્રહ્માંડ પહેલાં શુન્ય હતું તેને તેણે

પોતાના પ્રકાશે તેજમય કીધું. ૬

अन्यंतदाखिलंलोकंविलोक्यपरमेश्वरी ॥
बभाररूपमपरंतमसाकेवलेनहि ॥७॥

ટીકાઃ-સકળ વિશ્વને, આરંભમાં, પરમેશ્વરીએ શુન્ય દેખીને પોતે તામસી સ્વરૂપ ધારણ કર્યું. ૭

साभिन्नांजनसंकाशादंष्ट्रांकितवरानना ॥
विशाललोचनानारीबभूवतनुमध्यमा ॥८॥

ટીકાઃ-તે રૂપ કાળું હતું તેના મોઢામાં મોટી મોટી દાઢો હતી પણ તેનું મોઢું શોભાયમાન હતું ને તેની આંખ્યો મોટી હતી. તે બાયડી હતી ને તેની કેડ પાતળી હતી. ૮

खड्गपात्रशिरःखेटैरलंकृतचतुर्भुजा ॥
कबंधहारमुरसाबिभ्राणाहिशिरःस्रजम् ॥९॥

ટીકાઃ ખડ્ગ, પાત્ર ( દારૂ પીવાને ), માથાં, ખેટ, એ ચાર આયુધ ચાર હાથમાં લીધેલાં હતાં અને ગળામાં એક ધડનો અને બીજો માથાંનો એવા બે હાર છેક છાતી સુધી પહેરેલા હતા. ૯

साप्रोवाचमहालक्ष्मीतामसीप्रमदोत्तमा ॥
नामकर्मचमेमातर्देहितुभ्यंनमोनमः ॥१०॥

ટીકાઃ-એ તામસી રૂપવાળી દેવીએ મહાલક્ષ્મીને કહ્યું કે મારૂં નામ શું ? અને મારૂં કર્મ કયું ? તે મને જણાવો હું તમને નમું છું ૧૦

तांप्रोवाचमहालक्ष्मीस्तामसींप्रमदोत्तमाम् ॥
ददामितवनामानियानिकर्माणितानिते ॥११॥

ટીકાઃ-મહાલક્ષ્મી મારાં નામ અને કર્મ જે છે તેજ હું તને આપું છું. ૧૧

महामायामहाकालीमहामारीक्षुधातृषा ॥
निद्रातृष्णाचैकवीराकालरात्रीर्दुरत्यया ॥१२॥

ટીકાઃ-તારાં નામ આ છે; મહામાયા, મહાકાળી, મહામારી, ક્ષુધા, તૃષા, નિદ્રા, તૃષ્ણા, એકવીરા, કાળરાત્રી અને દુરત્યયા. ૧૨

इमानितवनामानिप्रतिपाद्यानिकर्मभिः ॥
एभिःकर्माणितेज्ञात्वायोऽधीतेसोऽश्नुतेसुखम् ॥१३॥

ટીકાઃ-આ તારાં નામ તારાં કર્મથકીજ તને પ્રતિપાદ્ય થયાં છે. જે માણસ તારા કર્મોવડે તારાં નામ જાણશે તે સુખ ભોગવશે. ૧૩

तांमित्युक्त्वामहालक्ष्मीःस्वरूपमपरंन्नृप ॥
सत्वाख्येनातिशुद्धेनगुणेनेंदुप्रभंदधौ ॥१४॥

ટીકાઃ-મહાલક્ષ્મીએ એ પ્રમાણે બોલ્યા પછી વળી એક બીજું રૂપ ઉત્પન્ન કર્યું તે સત્વ ગુણથી ભરપુર હતું. અને તેનું તેજ ઇંદુ—ચંદ્ર સમાન હતું. ૧૪

अक्षमालांकुशधरावीणापुस्तकधारिणी ॥
साबभूववरानारीनामान्यस्यैवसाददौ ॥१५॥

ટીકાઃ-તેણે અક્ષમાળા, અંકુશ, વીણા, અને પુસ્તક એ પ્રમાણે ચાર વાનાં ચાર હાથમાં લીધાં હતાં. એ બહુ સુંદર નારી હતી મહાલક્ષ્મીએ તેને આ નામ આપ્યાં. ૧૫

महाविद्यामहावाणीभारतीवाक्सरस्वती ॥
आर्याब्राह्मीकामधेनुर्वेदगर्भाचधीश्वरी ॥१६॥

ટીકાઃ-મહા વિદ્યા, મહા વાણી, ભારતી, વાક્ સરસ્વતી, આર્યા, બ્રાહ્મી, કામધેનુ, વેદગર્ભા, અને અધીશ્વરી. ૧૬

अथोवाचमहालक्ष्मीर्महाकालींसरस्वतीम् ॥

युवांजनयतांदेव्यौमिथुनेस्वानुरूपतः ॥१७॥

ટીકાઃ-પછી મહાલક્ષ્મી, પ-લા ઉત્પન્ન કરેલી મહાકાળી તથા પછી ઉત્પન્ન કરેલી સરસ્વતી એ બંન્નેને કહેવા લાગ્યાં કે, તમે તમારા સ્વરૂપ સમાન સ્ત્રી પુરૂષનાં જોડાંને જન્મ આપો ૧૭

इत्युक्त्वातेमहालक्ष्मीःससर्जमिथुनंस्वयम् ॥

हिरण्यगर्भौरुचिरौस्त्रीपुंसौकमलासनौ ॥१८॥

ટીકાઃ એ પ્રમાણે બોલીને મહાલક્ષ્મીએ પોતેજ એક સોના સમાન શોભતું સ્ત્રી પુરૂષનું જોડું ઉત્પન્ન કર્યું તે જોડું કમળપર બેઠું.૧૮

ब्रह्मन्विधेविरिंचेतिधातरित्याहतंनरम् ॥

श्रीःपद्मेकमलेलक्ष्मीत्याहमातास्त्रियंचताम् ॥१९॥

ટીકાઃ-એ પુરૂષને દેવીએ હે બ્રહ્મન્, હે વિધે હે વિરંચે એ પ્રમાણે નામ દેઇને બોલાવ્યો અને સ્ત્રીને હે પદ્મા, કમળા, લક્ષ્મી એ પ્રમાણે નામ દેઇને બોલાવી. ૧૯

महाकालीभारतीचमिथुनेसृजतःसह ॥

एतयोरपिरूपाणिनामानिचवदामिते ॥२०॥

ટીકાઃ-પછી મહાકાળી તથા ભારતીએ પણ એકેકો જોડ ઉત્પન્ન કરી. તેનાં રૂપ અને નામ હું કહું છું. ૨૦

नीलकंठंरक्तबाहुंश्वेतांगंचंद्रशेखरम् ॥

जनयामासपुरुषंमहाकालीसितांस्त्रियम् ॥२१॥

ટીકાઃ-નીલકંઠ, રક્તબાહુ, શ્વેતાંગ, ચંદ્રશેખર, એ નામો મહાકાળીએ ઉત્પન્ન કરેલા પુરૂષનાં તથા સ્ત્રીનાં હતાં. ૨૧

सरुद्रःशंकरःस्थाणुःकपर्दीचत्रिलोचनः ॥

त्रयीविद्याकामधेनुःसास्त्रीभाषास्वराक्षरा ॥२२॥

ટીકાઃ-રૂદ્ર, શંકર, સ્થાણું, કપરદી, ત્રિલોચન એ પુરૂષનાં ખાસ નામ હતાં અને, ત્રયીવિદ્યા, કામધેનુ, ભાષા, સ્વરા, અને અક્ષરા એ સ્ત્રીનાં ખાસ નામ હતાં. ૨૨

सरस्वतीस्त्रियंगौरींकृष्णंचपुरुषंनृप ॥
जनयामासनामानितयोरपिवदामिते ॥२३॥

ટીકાઃ પછી સરસ્વતીએ ગોરી બાયડી અને કાળો પુરૂષ ઉત્પન્ન કર્યો. તેમનાં નામ હું હવે કહું છું ૨૩

विष्णुःकृष्णोहृषीकेशोवासुदेवोजनार्दनः ॥
उमागौरीसतीचंडिसुंदरीसुभगाशिवा ॥२४॥

ટીકાઃ વિષ્ણુ, કૃષ્ણ, ઋષિકેશ, વાસુદેવ, જનાર્દન, એ પુરૂષનાં નામ અને ઉમા ગૌરી, સતી, ચંડિ, સુંદરી, સુભગા શિવા; એ સ્ત્રીનાં નામ છે. ૨૪

एवंयुवतयःसद्यःपुरुषत्वंप्रपेदिरे ॥
चक्षुष्मंतोनुपश्यंतिनेतरेऽतद्विदोजनाः ॥२५॥

ટીકાઃ-એ રીતે સ્ત્રીઓ હતી તે પુરૂષત્વ પામી એ વાત ચર્મ ચક્ષુથી સમજાતી નથી. પણ જ્ઞાન ચક્ષુથી સમજાય છે. ૨૫

ब्रह्मणेप्रददौपत्नींमहालक्ष्मीर्नृप त्रयीम् ॥
रुद्रायगौरींवरदांवासुदेवायचाश्रियम् ॥२६॥

ટીકાઃ-પછી હે રાજા, મહાલક્ષ્મીએ બ્રહ્માને વેદત્રયી, રૂદ્રને વરદાન આપે એવી ગૌરી, અને વિષ્ણુ કે વાસુદેવને શ્રી (લક્ષ્મી) એ પ્રમાણે ત્રણે દેવને ત્રણ બાઈડીઓ આપી. ૨૬

स्वरयासहसंभूयविरिंचोंडमजीजनत् ॥
बिभेदभगवान्रुद्रस्तद्गौर्यासहवीर्यवान् ॥२७॥

ટીકાઃ-પછી બ્રહ્માએ પોતાની બાયડીની સહાયતા લેઇને બ્રહ્માંડ સરજ્યું. એ ઇંડાને રૂદ્રે પોતાના બાયડી ગૌરોની સહાયતાથી ભાગ્યું. ૨૭

अंडमध्येप्रधानादिकार्यजातमभून्नृप ॥
महाभूतात्मकंसर्वंजगत्स्थावरजंगमम् ॥२८॥

ટીકાઃ- એ ઇંડાની માંહે પ્રધાનાદિ કાર્ય ઉત્પન્ન થયું. મહાભૂત તથા સર્વ જગત-સ્થાવર અને જંગમ સહીત-ઉત્પન્ન થયું. ૨૮

पुपोषपालयामासतल्लक्ष्म्यासहकेशवः ॥
सजहारजगत्सर्वंसहगौर्यामहेश्वरः ॥२९॥

ટીકાઃ- કેશવ એટલે વિષ્ણુએ પોતાની બાઇડી લક્ષ્મીની સાથે એ જગતનું પાલણપોષણ કરયું. અને શીવે પોતાની બાઇડો પાર્વતીની સાથે તેનો સંહાર કરવાનું કામ ચલાવ્યું. ૨૯

महालक्ष्मीमहाराजसर्वसत्वमयीश्वरी ॥
निराकाराचसाकारासैवनानभिधानभृत् ॥३०
नामांतरैर्निरूप्यैषानाम्नानान्येनकेनाचित् ॥३१॥

ટીકાઃ- હે મહારાજ; એ સર્વ સત્વમયી, ઇશ્વરી, મહાલક્ષ્મી, જે પહેલાં નિરાકાર હતી તે સાકાર થઇ અને ઘણાં નામ ધારણ કર્યાં. એમાંનાં કેટલાંક નામનું વર્ણન મેં તને કહી સંભળાવ્યું એ પરથી તારે સમજવું કે દેવીના નામ સિવાય બીજું કાંઇજ નથી. ૩૦—૩૧

॥ इतिश्रीप्राधानिकरहस्यंनामचतुर्दशोऽध्यायः १४

ટીકાઃ- પ્રાધાનિક રહસ્ય સંપૂર્ણ. ૧૪

॥ श्रीगणपतिर्जयति ॥

॥ ऋषिउवाच ॥

त्रिगुणातामसीदेवीसात्विकीयात्रिधोदिता ॥
साशर्वाचंडिकादुर्गाभद्राभगवतीर्यते ॥ १ ॥

ટીકાઃ-રૂષિ બોલ્યા કે;-એ પ્રમાણે તામસી, તથા સાત્વિકી દેવીના ત્રિગુણાત્મક રૂપનું વર્ણન મેં તને કહી સંભળાવ્યું. તેનાંજ નામ શર્વા, ચંડિકા, દુર્ગા, ભદ્રા અને ભગવતી છે. ૧

योगनिद्राहरेरुक्तामहाकालीतमोगुणा ॥
मधुकैटभनाशार्थयातुष्टावांबुजासनः ॥२॥

ટીકાઃ-એમાં વિષ્ણુની યોગનિદ્રા તે તમોગુણવાળી મહાકાળી છે એનીજ મધુકૈટભને મારવા માટે બ્રહ્માએ પ્રાર્થના કરી હતી. ૨

दशवक्त्रादशभुजादशपादांजनप्रभा ॥
विशालयाराजमानात्रिंशल्लोचनमालया ॥३॥

ટીકાઃ- તેને દશ મોઢાં છે, દશ હાથ છે, દશ પગ છે. દરેક મોઢાને ત્રણ ત્રણ આંખો છે માટે બધી મળીને તેને ત્રીશ આંખો છે તેથી તે બહુ સારી દેખાય છે. ૩

स्फुरद्दशनदंष्ट्रासाभीमरूपापिभूमिप ॥
रूपसौभाग्यकांतीनांसाप्रतिष्ठामहाश्रियाः ॥४॥

ટીકાઃ- તેના દાંત અને દાઢો જરા બહાર નીકળેલી છે તેથી ભયંકર લાગેછે તોપણ તે રૂપ અને કાન્તિમાં શોભિતા સૌભાગ્યવંતી છે. ને તે મહાશ્રિયા એવે નામે પ્રખ્યાત છે. ૪

खड्गबाणगदाशूलचक्रपाशभुशुंडिभृत ॥

परिघंकार्मुकंशीर्षंनिश्चोतद्रुधिरंदधौ ॥५॥

टीकाः- खड्ग, बाण, गदा, त्रिशूळ, चक्र, पाश, भुशुंडी, परिघ, धनुष्य तथा लोही टपकतुं माथुं एटलां दश वानां तेणे दश हाथमां लीधां छे. ५

एषासावैष्णवीमायामहाकालीदुरत्यया ॥
आराधितावशीकुर्यात्पूजाकर्तुश्चराचरम् ॥६॥

टीकाः- ए वैष्णवी माया महाकाळी दुःखथी दुर थाय एवां छे पण जो तेनी आराधना करीए ने पूजा करीए तो आपणे वश चराचर विश्व थई जाय. ६

सर्वदेवशरीरेभ्योयाविर्भूतामितप्रभा ॥
त्रिगुणाशामहालक्ष्मीःसाक्षान्महिषमर्दिनी ॥७॥

टीकाः- सर्व देवताओना शरीरमांथी नीकळेला तेजथी बनेलां त्रीगुणात्मक महालक्ष्मी ते साक्षात महिषासुर मर्दिनी छे. ७

श्वेताननानीलभुजासुश्वेतस्तनमंडला ॥
रक्तमध्यारक्तपादानीलजंघोरुरुन्मदा ॥८॥

टीकाः–तेनुं मोढुं धोळुं छे, तेना हाथ नीलवर्णना छे, स्तनमंडळ धोळुं छे, छातीनो वचलो भाग लाल छे, तेना पग लाल छे. जांगो ने पेट नीलवर्णनां छे ने तेणी उन्मद छे. ८

सुचित्रजघनाचित्रमाल्यांबरविभूषणा ॥
चित्रानुलेपनाकांतिरूपसौभाग्यशालिनी ॥९॥

टीकाः-तेणे केडमां माळा, तथा आभुषण धारण करेलां छे अने शरीरे चित्रोनुं अनुलेपन करेलुं छे ए देवी कान्तीरुप-सौभाग्यशालिनी छे. ९

अष्टादशभुजापूज्यासासहस्रभुजासती ॥
आयुधान्यत्रवक्ष्यंतेदक्षिणाधःकरक्रमात् ॥१०॥

ટીકાઃ—તેને અઢાર હાથ છે (જોકે મૂળેતા તે હજાર હાથવાળી છે પણ સેવકોને સેવા કરવી ફાવે માટે તેણે એટલા થોડા હાથ રાખ્યા છે) તે દેવીના હાથમાં કેવાં કેવાં આયુધો છે તે હું જમણા હાથથી માંડીને વર્ણવું છું. ૧૦

अक्षमालाचकमलंबाणोऽसिःकुलिशंगदा ॥
चक्रंत्रिशूलंपरशुःशंखोघंटाचपाशकः ॥११॥

ટીકાઃ-અક્ષમાળા, કમળ, બાણ, તરવાર (અસી), કુલીશ (વજ્ર), ગદા, ચક્ર, ત્રિશૂળ, પરશુ, શંખ, ઘંટ, ફાંસો. ૧૧

शक्तिर्दंडश्चचर्मचापंपानपात्रंकमंडलुः ॥
अलंकृतभुजामेभिरायुधैःकमलासनाम् ॥१२॥

ટીકાઃ- શક્તિ, દંડ, ઢાલ, ધનુષ્, પાનપાત્ર, કમંડળ, એ અઢાર હથિઆર અઢાર હાથમાં ઝાલીને કમળપર બેઠેલાં છે. ૧૨

सर्वदेवमयीमीशांमहालक्ष्मीमिमान्नृप ॥
पूजयेत्सर्वलोकानांसदेवानांप्रभुर्भवेत् ॥१३॥

ટીકાઃ-હે રાજા, એ મહાલક્ષ્મી સર્વ દેવમયી હોવાને લીધે સઘળા ઉપર રાજ કરે છે. જે માણસ તેની પૂજા કરે છે તે સર્વ લોક અને દેવલોકનો પણ પ્રભુ થાય છે. ૧૩

गौरीदेहात्समुद्भुतायासत्वैकगुणाश्रया ॥
साक्षात्सरस्वतीप्रोक्ताशुंभासुरनिबर्हिणी ॥१४॥

ટીકાઃ-જે માતા, ગૌરીના દેહથી ઉત્પન્ન થયાં, અને જે સત્વ ગુણવાળાં કહેવાય છે તેને તું સાક્ષાત સરસ્વતી જાણ; તેણેજ શુંભ અસુરને મારી નાંખ્યો. ૧૪

दधौचाष्टभुजाबाणमुसलेशूलचक्रभृत् ॥
शंखंघंटांलांगलंचकार्मुकंवसुधाधिप ॥१५॥

ટીકાઃ-તેને આઠ હાથ છે અને તેમાં બાણ, મુશળ, ત્રિશૂળ, ચક્ર, શંખ, ઘંટા, હળ, અને કાર્મુક (ધનુષ) એ આઠ શસ્ત્રો ધારણ કર્યાં છે. ૧૫

एषासंपूजिताभक्त्यासर्वज्ञत्वंप्रयच्छति ॥
निशुंभमाथिनीदेवीशुंभासुरनिबर्हिणी ॥१६॥

ટીકાઃ-આ દેવીની ભકિતથી પૂજા કરે તો સર્વજ્ઞપણું પ્રાપ્ત થાય, એણે શુંભ અને નિશુંભ દૈત્યોને માર્યા છે. ૧૬

इत्युक्तानिस्वरूपाणिमूर्तीनांतवपार्थिव ॥
उपासनंजगन्मातुःपृथगासांनिशामय ॥१७॥

ટીકાઃ હે રાજા, એ મેં તને દેવીનાં સ્વરૂપો કહ્યાં હવે તેમની પૃથક્ પૃથક્ ઉપાસના કહું છું તે સાંભળ. ૧૭

महालक्ष्मीर्यदापूज्यामहाकालीसरस्वती ॥
दक्षिणोत्तरयोःपूज्येपृष्टोमिथुनत्रयम् ॥१८॥

ટીકાઃ-જ્યારે મહાલક્ષ્મીની પુજા કરવી હોય ત્યારે તેની જમણી બાજુએ મહાકાળી અને ડાબી બાજુએ સરસ્વતીનું સ્થાપન તથા તેની પાછલી બાજુએ (પુઠે) ત્રણ જોડાંનું સ્થાપન કરવું. પછી એ બધાંની પુજા કરવી. ૧૮

विरिंचिःस्वरयामध्येरुद्रोगौर्याचदक्षिणे ॥
वामेलक्ष्म्याहृषीकेशःपुरतोदेवतात्रयम् ॥१९॥

ટીકાઃ ત્રણે જોડાંનું સ્થાપન આ પ્રમાણે કરવું. મહાલક્ષ્મીની પાછળ સરસ્વતી અને બ્રહ્માનું જોડું, ને તેની જમણી બાજુએ ગૌરી અને

रुद्र तथा डाबी બાજુએ લક્ષ્મી અને વિષ્ણુ. ૧૯

अष्टादशभुजामध्येवामेचास्यादशानना ॥
दक्षिणेऽष्टभुजालक्ष्मीर्महतीतिसमर्चयेत् ॥२०॥

ટીકા-પણ જો મહાકાળીનીજ પુજા કરવાની હોય તે (૧૮) હાથ વાળાં મહાકાળી વચમાં ને તેમની જમણી બાજુએ મહાલક્ષ્મી તથા ડાબી બાજુએ સરસ્વતીનું સ્થાપન કરવું. ૨૦

कालमृत्यूचसंपूज्यौसर्वारिष्टप्रशांतये ॥
यदाचाष्टभुजापूज्याशुंभासुरनिबर्हिणी ॥२१॥

ટીકા:-સર્વ દુઃખોની શાંતિને અર્થે કાળ તથા મૃત્યુની પણ પુજા કરવી. જ્યારે શુંભ અસુરને મારનાર આઠ હાથવાળાં સરસ્વતીની પુજા કરવાની હોય ત્યારે—૨૧

नवास्याःशक्तयःपूज्यास्तथारुद्रविनायकौ ॥
नमोदेव्याइतिस्तोत्रैर्महालक्ष्मींसमर्चयेत् ॥२२॥

ટીકા—નવ શક્તિઓ તથા રુદ્ર, અને વિનાયકની પુજા કરવી. મહાલક્ષ્મીની પુજા નમો દેવ્યા એ સ્તોત્રથી કરવી ૨૨

अवतारत्रयार्चायांस्तोत्रमंत्रास्तदाश्रयाः ॥
अष्टादशभुजाचैषापूज्यामहिषमर्दिनी ॥२३॥

ટીકા: એ પ્રમાણે દેવીના ત્રણે અવતાર—મહાલક્ષ્મી, મહાકાળી અને સરસ્વતીની પુજા સ્તોત્ર તથા મંત્રથી કરવી. અઢાર હાથવાળી મહાકાળી તે પુજ્ય છે. ૨૩

महालक्ष्मीर्महाकालीसैवप्रोक्तासरस्वती ॥
ईश्वरीपुण्यपापानांसर्वलोकमहेश्वरी ॥२४॥

ટીકા:-મહાલક્ષ્મી, મહાકાળી અને સરસ્વતી એ બધાં એકજ છે.

તે પુણ્ય પાપની ઇશ્વરી છે અને સર્વ લોકની મહેશ્વરી છે. ૨૪

महिषांतकरीयेनपूजितासजगत्प्रभुः ॥
पूजयेजगतांधात्रींचंडिकांभक्तवत्सलाम् ॥२५॥

ટીકાઃ-મહીષાસુરનો અંત લાવનારી પુજા કરવાથી જગતનો રાજા થાય. ભક્તવત્સલ, જગતધાત્રી ચંડિકાની પુજા કરવી. ૨૫

अर्घ्यादिभिरलंकारैर्गंधपुष्पैस्तथाक्षतैः ॥
धूपैर्दीपैश्चनैवेद्यैर्नानाभक्ष्यसमन्वितैः ॥२६॥

ટીકાઃ-ગંધ, પુષ્પ, અક્ષત, ધૂપ, દીપ, નૈવેદ અને અર્ઘ્ય વગેરેથી દેવીનું પુજન કરવું. ૨૬

रुधिराक्तेनबलिनामांसेनसुरयान्टप ॥
प्रणामाचमनीयेनचंदनेनसुगंधिना ॥२७॥

ટીકાઃ-હે રાજા રૂધિરયુકત બળીદાન, માંસ, દારૂ ( મદ્ય ), પ્રણામ, આચમન, ચંદન, સુગંધ, ૨૭

सकर्पूरैश्चतांबूलैर्भक्तिभावसमन्वितैः ॥
वामभागेग्रतोदेव्याश्छिन्नशीर्षमहासुरं ॥२८॥

ટીકાઃ-કપુંરયુકત તાંબુલ ( પાન ), એટલાં વાનાંથી ભાવસહિત દેવીને પુજવી. ડાબે પડખે મહિષાસુરનું કપાયલું માથું મુકવું; ૨૮

पूजयेन्महिषंयेनप्राप्तंसायुज्यमीशया ॥
दक्षिणेपुरतःसिंहंसमग्रंधर्ममीश्वरं ॥२९॥

ટીકાઃ-અને એ માથાની પણ પુજા કરવી કારણ કે દેવીએ એને સાયુજ્ય મુકિત આપી છે. જમણે પડખે ધર્મેશ્વર સિંહનું સ્થાપન કરવું: ૨૯

वाहनंपूजयेद्देव्याधृतंयेनचराचरं ॥

ततःकृतांजलिपुटस्तुवीतचरीतैरिमैः ॥३०॥

ટીકાઃ-એ સિંહની પણ પુજા કરવી કારણ કે એણે ચરાચર વિશ્વ ધારણ કર્યું છે. પછી અંજલી પુટ કરીને નીચે પ્રમાણે ચરિત્રોથી દેવીની સ્તુતિ કરવી. ૩૦

एकेनवामध्यमेननैकेनेतरयोरिह ॥
चरितार्द्धंतुनजपेज्जपन्छिद्रमवाप्नुयात् ॥३१॥

ટીકાઃ-કોઇ પણ એક ચરિત્રથી અથવા મધ્યમના એક ચરિત્રથી પુજા કરવી પણ કોઇ પણ વખતે અર્ધ ચરિત્રનો જપ કરવો નહિ. કેમકે એમ કરીએ તો છિદ્ર પ્રાપ્ત થાય. ૩૧

स्तोत्रमंत्रैस्तुवीतेमांयदिवाजगदंबिकां ॥
प्रदक्षिणानमस्कारान्कृत्वामूर्ध्निकृतांजलिः ।३२।

ટીકાઃ-તેજ સ્તોત્રમાંના મંત્રવડેજ જગદંબિકાની સ્તુતિ કરવી. પ્રદક્ષિણા તથા નમસ્કાર કરવા અને હાથ જોડીને માથે અડકાડવા અને પગે લાગવું. ૩૨

क्षमापयेज्जगद्धात्रींमुहुर्मुहुरतंद्रितः ॥
प्रतिश्लोकंतुजुहुयातपायसंतिलसर्पिषा ॥३३॥

ટીકાઃ-વારે વારે એવું કહેવું કે હે જગદ્ધાત્રી મારા અપરાધ ક્ષમા કર. પછી પાયસ (ખીર, દૂધપાક વગેરે), તેલ તથા ઘી વડે દરેક શ્લોકે હોમ કરવો. ૩૩

जुहुयात्स्तोत्रमंत्रैर्वाचंडिकायैशुभंहविः ॥
नमोनमःपदैर्देवींपूजयेत्सुसमाहितः ॥३४॥

ટીકાઃ-સારી હોમ કરવાની ચિજોથી સ્તોત્ર—મંત્રવડે ચંડીકાને માટે હોમ કરવો. એક ચિત્ત કરીને દરેક પદને નમો નમઃ એવા શબ્દ લગાડી પુજા કરવી. ૩૪

प्रयतःप्राजलिःप्रव्हःप्रणम्यारोप्यचात्मनि ॥
सुचिरंभावयेद्देवींचंडिकांतन्मयोभवेत् ॥३५॥

ટીકાઃ-હાથ જોડીને દેવીને પગે લાગવું અને તેનું હૈયામાં ધ્યાન ધરી ચંડિકાને હૈયામાં સ્થાપન કરી તેની સાથે તન્મય થઇ જવું. ૩૫

एवंयःपूजयेद्भक्त्याप्रत्यहंपरमेश्वरीं ॥
भुक्त्वाभोगान्यथाकामंदेवीसायुज्यमाप्नुयात् ३६

ટીકાઃ-એ પ્રમાણે જે દેવીની ભકિતથકી હરરોજ પુજા કરશે તે ઇચ્છા પ્રમાણે આ દુનિઆમાં ભોગ ભોગવીને અંતે દેવીની સાયુજ્ય મુક્તિ પામશે. ૩૬

योनपूजयतेनित्यंचंडिकांभक्तवत्सलां ॥
भस्मीकृत्यास्यपुण्यानिनिर्दहेत्परमेश्वरी ॥३७॥

ટીકાઃ-ભકતવત્સળ ચંડિકાને જે હમેશાં પુજતો નથી તેનાં સઘળાં પુણ્યો દેવી બાળીને ભસ્મ કરે છે. ૩૭

तस्मात्पूजयभूपालसर्वलोकमहेश्वरीं ॥
यथोक्तेनविधानेनचंडिकांसुखमाप्स्यसि ॥३८॥

ટીકાઃ-તેટલા માટે હે રાજા; તું સર્વ લોકની મહેશ્વરી ચંડિકાનું પુજન, જેવી પહેલાં વિધિ બતલાવી છે તે પ્રમાણે બરોબર કર એટલે તને સુખ મળશે. ૩૮

इतिश्रीमार्कं०पु०सा०म०देवीभगवतीमा०वैकृतिकरहस्यंनामपंचदशोऽध्यायः ॥१५॥

ટીકાઃ-વૈકૃતિક રહસ્ય અથવા પંદરમો અધ્યાય પુરો થયો. ૧૫

॥ श्रीगणपतिर्जयति ॥

॥ ऋषिरुवाच ॥

नंदाभगवतीनामयाभविष्यतिनंदजा ॥
सारक्ताप्तूजिताभक्त्यावशीकुर्याज्जगत्रयं ॥१॥

ટીકાઃ-ભગવતી નંદામાતા જે નંદ નામના ગોવાળને ઘેર જન્મશે તેની જે ભકિત ભાવથી પુજા કરશે તેને વશ ત્રણે જગત થશે. ૧

कनकोत्तमकांतिःसासुकांतिकनकांबरा ॥
देवीकनकदामाढ्याकनकोत्त्रमभूषणा ॥२॥

ટીકાઃ-એ દેવીની કાંતિ સોનાના જેવી છે. તેનાં લુગડાં પણ સોનાનાં છે. સોનાનો કંદોરો અને એ પ્રમાણે બધાં ઘરેણાં સોનાનાં છે. ૨

कमलांकुशपाशाब्जैरलंकृतचतुर्भुजा ॥
इंदिराकमलालक्ष्मीःसाश्रीरुक्मांबुजासना ॥३॥

ટીકાઃ-કમળ, અંકુશ, પાશ, શંખ, એ ચાર વાનાં ચાર હાથમાં તેણે લીધેલાં છે. તે—ઈંદિરા-કમળા-લક્ષ્મી-શ્રી કે રૂકમા દેવી કમળના આસનપર બેસશે. ૩

यारक्तदंतिकानामदेवीप्रोक्तामयानघ ॥
तस्याःस्वरूपंवक्ष्यामिश्रृणुसर्वभयापहं ॥४॥

ટીકાઃ-હે અનઘ (પાપ રહિત) રાજા, મેં પહેલાં રકતદંતિકા એવું દેવીનું નામ કહેલું છે તેનું સ્વરૂપ કહું છું તે સાંભળ. એ સાંભળવાથી ભયનો નાશ થાય છે. ૪

रक्तांबरारक्तवर्णारक्तसर्वांगभुषणा ॥
रक्ततीक्ष्णनखारक्तदशनारक्तदंष्ट्रिका ॥५॥

ટીકાઃ-લાલ લુગડાં તેણે પહેર્યાં છે તેનું શરીર પણ રક્ત વર્ણનું છે. તેનાં ઘરેણાં પણ લાલ છે. તેના તીક્ષણ નખ પણ લાલ છે. તેના દાંત અને દાઢો પણ લાલ છે. ૫

पतिंनारीवानुरक्तादेवीभक्तंभजेज्जनं ॥
वसुधेवविशालासासुमेरुयुगलस्तनी ॥६॥

ટીકાઃ-જેમ પતિવૃતા બાયડી પોતાના ધણીપર બહુ વહાલ રાખે છે તેમ દેવી પોતાના ભકતપર રાખે છે. દેવી પૃથ્વીના જેટલી જેટલી વિશાળ છે અને તેનાં બે સ્તન સુમેરૂ પર્વતના જેવડાં છે. ૬

दीर्घौलंबावतिस्थुलौतावतावमनोहरौ ॥
कर्कशावतिकांतौतौसर्वानंदपयोनिधी ॥७॥

ટીકાઃ-એ સ્તન લાંબાં, દીર્ઘ અને સ્થુળ તથા કઠણ છે પણ મનો-હર છે. તે બહુ કાંતિવાળાં અને આનંદરૂપી દૂધથી ભરેલાં છે. ૭

भक्तान्संपाययेद्देवीसर्वकामदुघौस्तनौ ॥
खड्गपात्रंचमुसलंलांगलंचबिभर्तिसा ॥८॥

ટીકાઃ-દેવી પોતાનાં આ કામ દુધા જેવાં સ્તનોથી ભકતને પાન કરે છે. ખડ્ગ, પાત્ર, મુસળ, હળ, એ ચાર નાનાં દેવીએ ચારે હાથમાં ધારણ કર્યાં છે. ૮

आख्यातारक्तचामुंडादेवीयोगेश्वरीतिच ॥
अनयाव्याप्तमखिलंजगत्स्थावरजंगमं ॥९॥

ટીકાઃ-એ રકત ચામુંડા દેવી જો કે યોગેશ્વરી છે તો, પણ તેણે આખું જગત, સ્થાવર ને જંગમ, પોતાથકી વ્યાપ્ત કર્યું છે. ૯

इमांयःपूजयेद्भक्त्यासव्याप्नोतिचराचरं ॥
अधीतेयइमांनित्यंरक्तदंत्यावपुस्तवं ॥१०॥

टीकाः-એની જે ભકિતથી પુજા કરશે તે પણ ચરાચર વિશ્વમાં ફેલાશે. અને જે કોઇ એ રકતદંતિકાનું હમેશાં ધ્યાન કરશે; १०

तंसापरिचरेद्देवीपतिंप्रियमिवांगना ॥
शाकंभरीनीलवर्णानीलोत्पलविलोचना ॥११॥

ટીકાઃ-તો તેના સેવા તે દેવી, જેમ સારા બાયડી પોતાના પ્રિય પતિની સેવા કરે છે તેમ કરશે. શાકંભરી, નીલવર્ણા, અને નીલાં કમળના જેવી આંખોવાળી, ११

गंभीरनाभिस्त्रिवलीविभूषिततनूदरी ॥
सुकर्कशसमोत्तुंगवृत्तपीनघनस्तनी ॥१२॥

ટીકાઃ-ગંભિર નાભિ, જેના પેટનાં ત્રણ વળીઆં વળે છે એવી, જેનાં સ્તન કઠણ, સરખાં, ઉપરથી બરોબર ગોળ, મોટાં અને ઘટ્ટ છે એવી, એ દેવી છે. १२

मुष्टिंशिलिमुखापूर्णंकमलंकमलालया ॥
पुष्पपल्लवमुलादिफलाढ्यंशाकसंचयं ॥१३॥

ટીકાઃ-તે કમળપર બેઠેલી છે, તેણે એક મુઠીમાં બાણ પકડયાં છે. બીજીમાં કમળ અને ત્રીજીમાં પુષ્પ, પલ્લવ, મુળા વગેરે બધાં શાક તથા ફળનો સંચય કરેલો છે. १३

काम्यानंतरसैर्युक्तंक्षुत्तृण्मृत्युभयापहं ॥
कार्मुकंचस्फुरत्कांतिबिभ्रतीपरमेश्वरी ॥१४॥

ટીકાઃ-તે કામ્યા દેવીએ ચોથા હાથમાં ક્ષુધા, તૃષ્ણા અને મૃત્યુના ભયને નાશ કરે એવું અને જેની કાંતિ સ્ફુરત્ થયેલી છે એવું સુંદર ધનુષ્ (પરમેશ્વરીએ) ધારણ કરયું છે. १४

शाकंभरीशताक्षीसासैवदुर्गाप्रकीर्तिता ॥
उमागौरीसतीचंडिकालिकासाचपार्वती ॥१५॥

ટીકાઃ-શાકંભરી, શતાક્ષી, દુર્ગા, ઉમા, ગૌરી, સતી, ચંડિકા, પાર્વતી, એ બધાં એજ દેવીનાં નામ છે. ૧૫

शाकंभरींस्तुवन्ध्यायन्जपन्संपूजयन्नमन् ॥
अक्षय्यमश्नुतेशीघ्रमन्नपानादिकंफलं ॥१६॥

ટીકાઃ-એ શાકંભરી માતાનું જે કોઈ ધ્યાન, જપ, પુજા કે સ્તુતિ કરશે તેને અક્ષયપદ પ્રાપ્ત થશે અને અન્ન પાનાદિક ફળનું સુખ ભોગવશે. ૧૬

भीमापीनीलवर्णैवदंष्ट्रादशनभासुरा ॥
विशाललोचनावृत्ततुंगपीनपयोधरा ॥१७॥

ટીકાઃ-ભીમા દેવીનું સ્વરૂપ આ પ્રમાણે છે; તે નીલા રંગનાં છે તેમની દાઢો અને દાંત શોભિતા છે. તેનાં લોચન વિશાળ છે તેને ગોળ, ઉંચાં અને મોટાં સ્તન છે. ૧૭

चंद्रहासंचडमरुंशिरःपात्रंचबिभ्रती ॥
एकवीराकालरात्रिःसैवोक्ताकामदास्तुता ॥१८॥

ટીકાઃ-તેણે પોતાના ચાર હાથમાં ખડ્ગ, ડમરૂ, માથુ અને પાત્ર એ ચાર વાનાં લીધેલાં છે. તેને એકવીરા, કાળરાત્રી, અને કામદા એવાં નામથી લોકો વખાણે છે. ૧૮

तेजोमंडलदुर्धर्षाभ्रामरीचित्रकांतिभृत् ॥
चित्रभ्रमरपाणिःसामहामारीतिगीयते ॥१९॥

ટીકાઃ-તેજો મંડળ, દુર્ધર્ષા, ભ્રામરી, ચિત્રકાંતિ, ચિત્ર ભ્રમર પાણિ (જેના હાથમાં વિચિત્ર ભમરો છે એવી), એ પાંચ નામ મહામારી નામનાં માતાનાં છે. ૧૯

इत्येतामूर्तयोदेव्याव्याख्यातावसुधाधिप ॥
जगन्मातुश्चंडिकायाःकीर्तिताःकामधेनवः ॥२०॥

ટીકાઃ-હે વસુધાધિપ (રાજા), જગતની માતા ચંડિકા જે કામધેનુ જેવી છે તેની મુર્ત્તિઓનું વ્યાખ્યાન એ પ્રમાણે મેં તને કહી સંભળાવ્યું. ૨૦

इदंरहस्यंपरमंनवाच्यंकस्यचित्वया ॥
व्याख्यानंदिव्यमूर्तिनामधीष्वावहितःस्वयं॥२१॥

ટીકાઃ-આ પરમ રહસ્ય તારે કોઇને કહેવા લાયક નથી તું તારી મેળેજ દેવીની મુર્ત્તિના વ્યાખ્યાનનું ધ્યાન કર. ૨૧

देव्याध्यानंतवाख्यातंगुह्याद्गुह्यपरंमहत ॥२२॥

ટીકાઃ-દેવીનું આ ધ્યાન જે મેં તને કહ્યું તે સૌથી બહુજ ગુપ્ત છે. કોઇ પણ જાણતું નથી. ૨૨

इतीश्रीमार्कंडेयपुराणेसावर्णिकेमन्वंतरेदेवीभग
वतीमहात्म्येमूर्तिरहस्यंनामषोड-
शोऽध्यायः ॥१६॥

ટીકાઃ-એ પ્રમાણે મુર્તિ રહસ્ય અથવા સોળમો અધ્યાય પુરો થયો. ૧૬

॥ श्रीगणपतिर्जयति ॥

## ॥ अथरात्रिसूक्तम् ॥

विश्वेश्वरींजगद्धात्रींस्थितिसंहारकारिणीं ॥ निद्रां भगवतींविष्णोरतुलांतेजसःप्रभुः ॥१॥ ब्रह्मोवाच ॥ त्वंस्वाहात्वंस्वधात्वंहिवषट्कारःस्वरात्मिका ॥ सुधात्वमक्षरेनित्येत्रिधामात्रात्मिकास्थिता ॥२॥ अर्धमात्रास्थितानित्यायानुच्चार्याविशेषतः ॥ त्वमेव संध्यासावित्रीत्वंदेविजननीपरा ॥३॥ त्वयैतद्धार्यते विश्वंत्वयैतत्सृज्यतेजगत् ॥ त्वयैतत्पाल्यतेदेवि त्वमत्स्यंतेचसर्वदा ॥४॥ विसृष्टौसृष्टिरूपात्वंस्थितिरूपाचपालने ॥ तथासंहृतिरूपांतेजगतोस्यजगन्मये ॥५॥ महाविद्यामहामायामहामेधामास्मृतिः ॥ महामोहाचभवतीमहादेवीमहासुरी ॥ प्रकृतिस्त्वंचसर्वस्यगुणत्रयविभाविनी ॥ कालरात्रिर्महारात्रिर्मोहरात्रिश्चदारुणा ॥७॥ त्वंश्रीस्त्वमीश्वरीत्वंह्रीस्त्वंबुद्धिर्बोधलक्षणा ॥ लज्जापुष्टिस्तथातुष्टिस्त्वंशांतिःक्षांतिरेवच ॥८॥ खड्गिनिशूलिनीघोरागदिनीचक्रिणीतथा ॥ शंखिनीचापिनीबाणभुशुंडीपरिघायुधा ॥९॥ सौम्यासौम्यतराशेषसौम्येभ्यस्त्व

तिसुंदरी ॥ परापराणांपरमात्वमेवपरमेश्वरी १० य
च्चकिंचित्कचिद्वस्तुसदसद्वाखिलात्मिके ॥ तस्यसर्व
स्ययाशक्तिस्सात्वंकिंस्तूयसेतदा ११ ययात्वयाज
गत्स्त्रष्टाजगत्पात्यत्तियोजगत् ॥ सोपिनिद्रावशं
नीतःकस्त्वांस्तोतुमिहेश्वरः ॥१२॥ विष्णुश्शरीर
ग्रहणमहमीशानएवच ॥ कारितास्तेयतोतस्त्वांक
स्स्तोतुंशक्तिमान्भवेत् ॥ १३ ॥ सात्वमित्थंप्रभावै
स्स्वैरुदारैर्देविसंस्तुता ॥ मोहयैतौदुराधर्षावसुरौ
मधुकैटभौ ॥१४॥ प्रबोधंचजगत्स्वामीनीयताम
च्युतोलघु ॥ बोधश्चक्रियतामस्यहंतुमेतौमहासुरौ
॥१५॥ इतिरात्रिसूक्तम् ॥

॥ श्रीगणपतिर्जयति ॥

## अथोत्तरन्यासः

खड्गिनीशूलिनीघोरा॰हृदयायनमः ॥ शूलेनपाहि
नोदेवि॰शिरसेस्वाहा ॥ प्राच्यांरक्षप्रतीच्यांच॰
शिखायैवषट् ॥ सौम्यानियानिरूपाणि॰कवचाय
हुं ॥ खड्गशूलगदादीनि॰नेत्रत्रयायवौषट् ॥ सर्वस्व
रूपेसर्वेशे॰अस्त्रायफट् ॥ अथध्यानं ॥ विद्युद्दाम-
समप्रभांमृगपतिस्कंधस्थितांभीषणांकन्याभिःकर

बालखेटविलसद्धस्ताभिरासेविता ॥ हस्तैश्चक्रध
रालिखेटविंशिखांश्चापंगुणन्तर्जनीं बिभ्रामणामन
लात्मिकां शशिधरांदुर्गांत्रिनेत्रांभजे ॥ १ ॥ अथ
देवीसूक्तं ॥ नमोदेव्यैमहादेव्यैशिवायैसततंनमः ॥
नमःप्रकृत्यैभद्रायैनियताःप्रणताःस्मतां ॥१॥ रौद्रा
यैनमोनित्यायैगौर्य्यैधात्र्यैनमोनमः ॥ ज्योत्स्ना
यैचेंदुरूपिण्यैसुखायैसततंनमः ॥२॥ कल्याण्यैप्र-
णतांवृध्यैसिध्यैकुर्म्मोनमोनमः ॥ नैर्ऋत्यैभूभृतां
लक्ष्म्यैशर्वाण्यैतेनमोनमः ॥३॥ दुर्गायैदुर्गपारायै
सारायैसर्वकारिण्यै ॥ ख्यात्यैतथैवकृष्णायैधू-
म्रायैसततंनमः ॥४॥ अतिसौम्यातिरौद्रायैनतास्त
स्यैनमोनमः ॥ नमोजगत्प्रतिष्ठायैदेव्यैकृत्यैनमो
नमः ॥५॥ यादेवीसर्वभूतेषुविष्णुमायेतिशब्दिता
॥ नमस्तस्यैनमस्तस्यैनमस्तस्यैनमोनमः ॥ ६ ॥
यादेवीसर्वभूतेषुचेतनेत्यभिधीयते ॥ नमस्तस्यैन
मस्तस्यैनमस्तस्यैनमोनमः ॥ ७ ॥ यादेवीसर्वभू-
तेषुबुद्धिरूपेणसंस्थिता ॥ नमस्तस्यैनमस्तस्यैनम
स्तस्यैनमोनमः ॥ ८ ॥ यादेवीसर्वभूतेषुनिद्रारूपे
णसंस्थिता ॥ नमस्तस्यैनमस्तस्यैनमस्तस्यैनमो

नमः ॥ ९ ॥ यादेवीसर्वभूतेषुक्षुधारूपेणसंस्थिता ॥ नमस्तस्यैनमस्तस्यैनमस्तस्यैनमोनमः ॥१०॥ यादेवीसर्वभूतेषुच्छायारुपेणसंस्थिता ॥ नमस्तस्यै नमस्तस्यैनमस्तस्यैनमोनमः ॥११॥ यादेवीसर्वभूतेषुशक्तिरूपेणसंस्थिता ॥ नमस्तस्यैनमस्तस्यैन मस्तस्यैनमोनमः ॥१२॥ यादेवीसर्वभूतेषुतृष्णारूपेणसंस्थिता ॥ नमस्तस्यैनमस्तस्यैनमस्तस्यैनमो नमः ॥ १३ ॥ यादेवीसर्वभूतेषुक्षांतिरूपेणसंस्थिता ॥ नमस्तस्यैनमस्तस्यैनमस्तस्यैनमोनमः ॥ १४ ॥ यादेवीसर्वभूतेषुजातिरूपेणसंस्थिता ॥ नमस्तस्यै नमस्तस्यैनमस्तस्यैनमोनमः ॥ १५ ॥ यादेवीसर्व भूतेषुलज्जारूपेणसंस्थिता ॥ नमस्तस्यैनमस्तस्यै नमस्तस्यैनमोनमः ॥ १६ ॥ यादेवीसर्वभूतेषुशांतिरूपेणसंस्थिता ॥ नमस्तस्यैनमस्तस्यैनमस्तस्यै नमोनमः ॥ १७ ॥ यादेवीसर्वभूतेषुश्रद्धारूपेणसंस्थिता ॥ नमस्तस्यैनमस्तस्यैनमस्तस्यैनमोनमः ॥१८॥ यादेवीसर्वभूतेषुकांतिरूपेणसंस्थिता ॥ नमस्तस्यैनमस्तस्यैनमस्तस्यैनमोनमः ॥ १९ ॥ यादेवीसर्वभूतेषुलक्ष्मीरूपेणसंस्थिता ॥ नमस्तस्यैन

मस्तस्यैनमस्तस्यैनमोनमः ॥२०॥ यादेवीसर्वभूते षुवृत्तिरूपेणसंस्थिता ॥ नमस्तस्यैनमस्तस्यैनम स्तस्यैनमोनमः ॥२१॥ यादेवीसर्वभूतेषुस्मृतिरू पेणसंस्थिता ॥ नमस्तस्यैनमस्तस्यैनमस्तस्यैन मोनमः ॥२२॥ यादेवीसर्वभूतेषुदयारूपेणसंस्थिता ॥ नमस्तस्यैनमस्तस्यैनमस्तस्यैनमोनमः ॥२३॥ यादेवीसर्वभुतेषुतुष्टिरूपेणसंस्थिता ॥ नमस्तस्यै नमस्तस्यैनमस्तस्यैनमोनमः ॥ २४ ॥ यादेवीसर्व भुतेषुमातृरूपेणसंस्थिता ॥ नमस्तस्यैनमस्तस्यै नमस्तस्यैनमोनमः ॥ २५ ॥ यादेवीसर्वभुतेषुभ्रां तिरूपेणसंस्थिता ॥ नमस्तस्यैनमस्तस्यैनमस्तस्यै नमोनमः ॥२६॥ इंद्रियाणामधिष्ठात्रीभुतानांचा खिलेषुया ॥ भुतेषुसततंतस्यैव्याप्त्यैदेव्यैनमोन मः ॥२७॥ चितिरूपेणयाकृत्स्नमेतद्व्याप्यस्थिताज गत् ॥ नमस्तस्यैनमस्तस्यैनमस्तस्यैनमोनमः ॥ ॥ २८ ॥ स्तुतासुरैःपुर्वमभीष्टसंश्रयात्तथासुरेंद्रेणदि नेषुसेविता ॥ करोतुसानःशुभहेतुरीश्वरीशुभानिभ द्राण्यभिहंतुचापदः ॥ २९ ॥ यासांप्रतंचोद्धतदै त्यतापितैरस्माभिरीशाचसुरैर्नमस्यते ॥ याचस्मृ

तातत्क्षणमेवहंतिनः सर्वापदोभक्तिविनम्रमूर्तिभिः
॥३०॥ इतिदेवीसूक्तंपठित्वाष्टोत्तरशतंनर्वाणजपंकृ
त्वातदुत्तरन्यासान्विधाय ॥ गुह्यातिगुह्यगोप्त्रीत्वं
गृहाणास्मत्कृतंजपम् ॥ सिद्धिर्भवतुमेदेवित्वत्प्र
सादान्महेश्वरि ॥ इतिदेव्यावामहस्तेजपंनिवेदयेत्
॥ श्रीमहालक्ष्मीर्जयति ॥ अस्यश्रीसप्तशतीरहस्य
त्रयस्य ॥ नारायणऋषिः ॥ अनुष्टुप्छन्दः ॥ महा
कालीमहालक्ष्मीमहासरस्वत्योदेवताः ॥ यथोक्त
फलावाप्त्यर्थंजपेविनियोगः ॥

---

॥ श्रीगणपतिर्जयति ॥

## ॥ अथ महालक्ष्म्यष्टक प्रारंभः ॥

श्रीगणेशायनमः ॥ इंद्रउवाच ॥ नमस्तेऽस्तुमहा-
मायेश्रीपीठेसुरपूजिते ॥ शंखचक्रगदाहस्तेमहाल
क्ष्मिनमोऽस्तुते ॥ १ ॥ नमस्तेगरुडारूढेकोलासुर
भयंकरि ॥ सर्वपापहरेदेविमहालक्ष्मि ॥ २ ॥ सर्व
ज्ञेसर्ववरदेसर्वदुष्टभयंकरि ॥ सर्वदुःखहरेदेवीमहा-
लक्ष्मि ॥ ३ ॥ सिद्धिबुद्धिप्रदेदेविभुक्तिमुक्तिप्रदायि

नि ॥ मंत्रमूर्तेसदादेविमहालक्ष्मि ॥ ४ ॥ आद्यंतर हितेदेविआद्यशक्तिमहेश्वरि ॥ योगजेयोगसंभूते महालक्ष्मि ॥ ५ ॥ स्थूलसूक्ष्ममहारौद्रेमहाशक्तिम होदरे ॥ महापापहरेदेविमहालक्ष्मि ॥ ६ ॥ पद्मास नास्थितेदेविपरब्रह्मस्वरूपिणि ॥ परमेशिजगन्मात र्महालक्ष्मि ॥ ७ ॥ श्वेतांबरधरेदेविनानाऽलंकारभू- षिते ॥ जगत्स्थितेजगन्मातर्महालक्ष्मि ॥ ८ ॥ म- हालक्ष्म्यष्टकस्तोत्रंयःपठेद्भक्तिमान्नरः ॥ सर्वसिद्धि मवाप्नोतिराज्यंप्राप्नोतिसर्वदा ॥ ९ ॥ एककालंप- ठेन्नित्यंमहापापविनाशनम् ॥ द्विकालंयःपठेन्नि- त्यंधनधान्यसमन्वितः ॥ १० ॥ त्रिकालंयःपठेन्नि त्यंमहाशत्रुविनाशनम् ॥ महालक्ष्मीर्भवेन्नित्यंप्रस न्नावरदाशुभा ॥११॥ इतींद्रकृतःश्रीमहालक्ष्म्यष्टक स्तवःसंपूर्णः ॥ ॥

---

॥ श्रीगणपतिजयति ॥

॥ अथत्रिपुरसुंदरीस्तोत्रप्रारंभ ॥

श्रीगणेशायनमः ॥ कदंबवनचारिणींमुनिकदंबका दंबिनीनितंबजितभूधरांसुरनितंबिनीसेविताम् ॥

नवांबुरुहलोचनामभिनवांबुदश्यामलां त्रिलोचन-
कुटुंबिनींत्रिपुरसुंदरीमाश्रये ॥१॥ कदंबवनवासि-
नींकनकवल्लकीधारिणींमहार्हमणिहारिणींमुखसमु
ल्लसद्वारुणीम् ॥ दयाविभवकारिणींविशदलोचनीं-
चारिणींत्रिलोचनकुटुंबिनींत्रिपुरसुंदरीमाश्रये ॥२॥
कदंबवनशालयाकुचभरोल्लसन्मालयाकुचोपमित
शैलयागुरुकृपालसद्वेलयामदारुणकपोलया मधुर-
गीतवाचालयाकयापिघननीलयाकवचितावयंलि-
लया ॥३॥ कदंबवनमध्यगांकनकमंडलोपस्थितां-
षडंबुरुहवासिनींसततसिद्धसौदामिनीम् ॥ विडंबि
तजपारुचिंविकचचंद्रचूडामणिंत्रिलोचनकुटुंबिनीं
त्रिपुरसुंदरीमाश्रये ॥४॥ कुचांचितविपंचिकांकुटि
लकुतलालंकृतांकुशेशयनिवासिनींकुटिलचित्तावि
द्वेषिणीम् ॥ मदारुणविलोचनांमनसिजारिसंमा
हिनींमतंगमुनिकन्यकांमधुरभाषिणीमाश्रये ॥५॥
स्मरेत्प्रथमपुष्पिणींरुधिरबिंदुनीलांबरांगृहीतमधु-
पात्रिकांमधुविघूर्णनेत्रांचलाम् ॥ घनस्तनभरोन्न-
तांगलितचूलिकांश्यामलांत्रिलोचनकुटुंबिनींत्रिपु
रसुंदरीमाश्रये ॥६॥ सकुंकुमविलेपनामलकचुंबिक

स्तूरिकांसमंदहासितेक्षणांसशरचापपाशांकुशाम् ॥ अशेषजनमोहिनीमरुणमाल्यभूषांबरांजपाकुसुम भासुराजपविधौस्मराम्यंबिकाम् ॥७॥ पुरंदरपुरं ध्रिकांचिकुरबंधसैरंध्रिकांपितामहपतिव्रतांपटुपटी रचर्चारताम् ॥ मुकुंदरमणींमणीलसदलंक्रियाका- रिणींभजामिभुवनांबिकांसुरवधूटिकाचेटिकाम् ८ इतिश्रीमत्परमहंसपरिव्राजकाचार्य श्रीमच्छंकरा- चार्य विरचितंत्रिपुरसुंदरीस्तोत्रंसंपूर्णम् ॥ ॥

